૪૮૩૪

# કરમચંદની કઠણા

અથવા

## અનાચારની આપદા !

( એક આત્મકથન રૂપ વા-

રચી પ્રકટકર્ત્તા

બનમાલી લાધાભાઈ મોદી

અધિપતિ " હિંદુસ્તા


અમદાવાદ

શા. ભોગીલાલ મનસુખરામે " હિંદુર

પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું.

સન ૧૮૯૧

કિંમત ૭ આના.

# અર્પણ પત્રિકા.

સ્વદેશપ્રેમી રા. રા. સેવકલાલ કૃષ

"આર્યસમાજ" ના મંત્રી—

મહાશય !

સ્વદેશમાં પ્રસરતાં અનાચાર—અની
કાવવા માટે આપ એકસરખા યત્નવાન
ગુર્જ્જર ભાષા અને પ્રજાની સુધારણા
આપ સારી કાળજી અને લાગણી ધરાવો
લેખન" ને આપ દેશોન્નતિનાં સાધનો
સારૂં સાધન માનો છો, શિક્ષક—ઉપદેશક
ચારી હોય તોજ તેનો પ્રયાસ સફળ થઇ
મારા અભિપ્રાયને આપ મળતા આવો
આપ દેશબાંધવોને બોધ આપી વાસ્તવિક
સમજાવો છો, માટે લ્યો, આ નાનકડા
સ્વિકારો; તે આપનેજ સમર્પણ છે !!

લી.

વ

# પ્રયોજન.

દેશભાષાની સુધારણા અને દેશભા
ની સમૃદ્ધિ થવાની સાથે દેશહિતનો કેટલો
બંધ છે, તે કાંઇ વિદ્વાનોથી અજાણ્યું નથી.
કુમાર્ગથી પરાવૃત્ત કરી સુનીતિમાં લગાડવું—
ન" નો મુખ્ય હેતુ હોય છે, અને જો તે
રતકથી પાર પડતો હશે તો મારા શ્રમનું સ
ળ્શ. આ "આત્મ કથન રૂપ વાર્તા" કાંઇ
વૃત્તાંત નથી—એ તો એક અનાયાસે પ્રત્યક્ષ બ
જોગનું મહાત્મ્ય છે! રચના કપોલકલ્પિત છે,
મનુષ્યના મૂર્ખત્વનું પ્રત્યક્ષ મળી આવેલું ઉદા
કપોલકલ્પિત વાર્તાઓ કરતાં આ વાર્તા વિશેષ
હોય તો તેનું કારણ બીજું કંઇજ નહી, પણ તે
ઓનું અનુકરણ છે. નિર્મૂળ—પાયા વિનાના ચણત
વાર્તા નથી—એ તો મૂળ અને પાયા રૂપ કથાનક મ
રચવામાં આવેલી છે. દેશબાંધવોને એથી બો
રપ્રિય સજ્જનો મારા શ્રમ તરફ અભિદૃષ્ટિ
ને પુસ્તકો પ્રકટ કરવાનો લાગેલો "છંદ" વધારે
જ મારી ઇચ્છા અને પ્રભુ પ્રત્યે પ્રાર્થના!

અમદાવાદ તા. ૧૦—૭—૯૧

ગ્રં

शानां भवति विनिपातः
शत मुखः

.ાર વિવેકભ્રષ્ટ થયો, તેની સેંકડો
ની હાનિ થતી જાય છે!"

# કરમચંદના કઠણા

## અથવા

## અનાચારની આપદા !

(એક આત્મ કથન રૂપ વાર્તા)

### પ્રકરણ ૧ લું.

### અધમ—અવસ્થા.

અધધધ! અહો અઠવાડિયાનો કેવો વિ
સ્થિત્યંતર! બાળકથી બુઢ્ઢાં સુધીનાં તમામ માણસે
ક્ષુક્ષિત અને હૃદયને આતુર બનાવનાર હું—કર્મચં
સર્વકોનાં નેત્રો અને હૃદયમાં હું ભુંડી રીત્યે વ
પરાક્રમ રૂપ ધુંધવાઇ રહેલા અગ્નિએ એકદમ વિ
રણ કરી લોકલજ્જા રૂપ કીલ્લાને બાળીને ભસ્મ
હું અર્ધદગ્ધ ઉઘાડો થઈ પડયો. વાક્ પટુતા રૂપ
રો બચાવ થઈ શકયો નહીં. હું દલીલ રૂપ હસ્ત
થી લજ્જાનું શી રીતે સંરક્ષણ થઈ શકે ? માર
મુદ્રા સમિપ રસ્તો પણ કરી શકાયો નહીં. હું
ગ વિનાના પાંગળાથી ત્યાં શી રીતે ટકી શક

ી શકાયું નહીં. સર્વાંગે કંપારી છુટી. ભયભિત
રોમાંચ ખડાં થયાં. મારી સલજ્જ (!) દૃષ્ટિ
। નાંખ્યો,—એ દુષ્ટ દૃષ્ટિએ ખાત્રી કરી આપી કે
ર છું. મારી ધ્રુજતી કાયાએ લાગતા વળગતા
માં કારી જખમ કર્યો,—એ કુકર્મી કાયાએ બતા
પેલી નાપાક ભુલથી હું ભયગ્રસ્ત બન્યો છું.
થડકતા હૃદયે સામાઓના મનોદેવતાને ચેત
ફેરી નાંખ્યા,—એ નઠોર હૃદયે પ્રતિતિ આપી
યતને લાયક થયો છું. જોતજોતાંમાં મારાપર અ
ા વરસાદ વરસવા લાગ્યો. મારા પ્રતિ મરજી
મનને ગમે તેવી રીતે ત્યાં ગાળિપ્રદાન થવા
ત્ન મળતાં પહેલાં તો "હું ક્યાં ઉભો છું, શું
મ ું છું અને શું નિહાળું છું!" તેનું પણ
ા રહ્યું નહીં. નિર્જીવ—જડકાષ્ટના પુતળા
જતાં પહેલાં તો મારાં નયનો નિસ્તેજ
બધિર થઈ ગયા, જીભ ટુંકી—અબોલ થ-
માકુળ વ્યાકુળ થયું, અને મને મુંઝારાનો ભય-
પડયો. હું બુદ્ધિહિનના મ્હોંમાં અમિ (અમૃત)
નના દિલમાં દેવનિવાસ ક્યાંથી હોય? " જોઇ
એવો પોકાર પડતાંવાર મારા રામ રમી ગયા!
ર પ્રત્યક્ષ ભાલાં બરછીના ધા કરતાં પણ મને
રતા હતા. પણ કોણ જાણે સામાવાળાઓના
ધુરં રહી ગયું હશે, કે પછી દે. તેઓએ મુષ્ટીકા

અને જેષ્ટીકાનો મારો ચલાવવામાં કશી મ
" જીવથી જઇએ તો કુરબાન, પણ બોલે તે
મારા નિગ્રહે તો મને બહુવાર ઉંધો ને ઉંધો પ
મેં મેથીપાક પણ ખુબ ચાખ્યો ! જીવ જવાન
રહી. બોલું તે શું મ્હોંડું લઇને ? નખથી ભો
મણે હાથ મુકવા કે કપાળમાં ટપલા મારવા
ણ મને ચૌદમે રત્ને આપ્યો નહીં. મારો અ
તાપ કોઇના દિલમાં દયા અને મેહેરબાનીની ઉપ
અને હું છેક કમોતે મરવાની અણી ઉપર જઈ
શોરબકોરથી મારીએક ધર્મની બેહેન કે જેનું
જણાવીશ—તે પ્રથમથીજ થયેલા અખાડા વિષે ર
પણ આખરે મામલાનું ભયંકર સ્વરૂપ ભાસવા
પોલીસ ચોકીપર ખબર આપી. મૃત્યુરૂપ સિં
મને છોડાવવામાં આવતાં પહેલાંની હું શી
ખસી ગયાં અને જણતીએ જણ્યો હશે—તે
લન થઇ પડી ! હું તે મારા કાળા મ્હોંપરની
ને હાથથી ઢાંકુ કે એથી વધારે અગત્ય ધરાવ
અવયવને હાથથી ઢાંકુ ? છટ ! હાથ તો તે વ
હતા ? બે જણાએ તેને તો ઝકડીને પીઠપર બ
મનોદેવતા સંતાપથી અંતરમાં ઉછાળા મારી
મ્હેણાં ટોંણાં મારતો હતો કે,—" નિર્લજ્જ હ
ધરે છે ! બેશરમા હવે તને શાની શરમ ઉપ
આ કાળું કામ કરવાને સાફ ના પાડી હતી. વ

છતાં મારી નજર ચુકાવી, મને ભૂલથાપ ખ
રૂપ ગોળી ખાઈ નીશો કર્યો. તું એ નીશામાં
યો કે તારા સલ્લાહકાર ધીરજરામ, વિવેકરામ,
;બોધશંકર વગેરે સોબતીઓને પણ વિસરી ગ
ારાધમો—આથી સંસાર સાગરમાં અંતર્યાળ કુ
ચરતી શી ? તારા સરખા કામાંધો નર્ક કુંડ
ાઈ શી ? આતો તારા સરખા નિરંકુશ—મ
બુરી ધાનત રૂપ બગીના નીચ વૃતિરૂપ ઘો
શે ખરૂં ! ધિક્ક, ધિક્ક, રે ધિક્ક છે તને !!"
ક્લેશ વિખવાદ પુર્ણરૂપમાં નાચક્રીડા કરી રહયો
નુષ્યત્વને વિસરી બુધ્ધિને ભારરૂપ પથ્થર ક-
ાગી થઇ પડયો હતો, જેમાં મેં મારી મા-
મારા કુળને કલંકિત બનાવ્યાં હતાં, જેણે
ચોરાશી ચૌટામાં મારી આબરૂ લુંટાવાનું કા
જેણે મારા સ્નેહી, સહોદર—આપ્તમંડળ અને
ોતાઓમાં હાહાકાર વર્તાવ્યો હતો, અને જેમાં
પ ગાહુએ હું સરખા ચંદ્ર (!)ની સર્વ કળા
થી છતી પુર્ણીમાએ ઘોર તિમિર પ્રસરી રહ્યું
ા મેહેનતે બારણાં ઉઘડાવી અંદર પ્રવેશ કર્યો.
આવ્યો—હવે મને જીવવાની આશા ઉપજી.
ા થઈ, પહેરવાનાં કપડાં સમેટી પોલીસના
ોન વાણીથી જણાવ્યું કે મારી વીંટી અને
કોઈએ લઈ લીધાં છે. સામાવાળાઓને પુ-

છવામાં આવતાં તેનો તેઓએ ચોખો ઈનકાર સમજવા જેવી દશા થઈ. દુઃખ તે કોને કં હઈડે વાગ્યાં ! કર્યા કર્મ ભોગવવાંજ જોઈએ તે તેવી પાર ઉતરણી!" હાથે પગે લાગતાં પણ કરવાની સામાવાળાએ સાફ ના પાડી. મજેલ એક્ષા પરતાવાથી પણ સામાવાળાઓના મન નહીં. ફરીયાદીથી તો ફજેતી થાય! ત્યારે "ગળે ગાંઠ અને મ્હોંડે ડુચો" એના જેવો "સુડી વચ્ચે સોપારી" તે આનુંજ નામ, એ યથાર્થ સમજી શક્યો અને પ્રત્યક્ષ અનુભવ સાડાનવ દસ વાગવાનો અમલ થયો હશે. જા પવન વેગે પ્રસરી રહી. આડોસી પાડોસીમાં શી પાડોશીનું હલણુ વલણુ થવાથી અન્ય ર ચી રહયો. મારા એક મેહેરબાન મિત્ર કે ઓશિંગણુ બન્યો છું—તેને મારા નફ્ટ પ મળવાથી તે એકદમ મારી કને દોડી આ મ પણ હું પેલી મારી ધર્મની બેહેન સાથેજ એ આવી ગંભિર મુદ્રા રાખી—મારે માટે અ તાં મરજીને બહારથી ત્રાહિતપક્ષનું રૂપ આપ યું; ઘેર ઘેર માટીના ચુલા છે, એક બીજાની માલ નથી. આગાં કાંઈ તમારી શોભા વધન બાબતો જતી કરવામાંજ સાર છે. આંખ અ ઢાંક પિછોડા કરવામાં પોતાના ઘરની આબરૂ

ર્જો. ગામને મ્હોંડે કાંઈ ગળાણું બંધાતું નથી.
શો તો લોકો તમારી પણ ગમે તેવી વાતો
ફ્રીએ છીએ કે આમાં આ નાદાનનોજ દોષ
તો બન્નેને કમી અધિક નિંધા વિના રહેશે ન
ાણુપણુના બોલો સાંભળતાંવાર સામાવાળા-
આપ્યો કે,—"મોટાભાઇ, આપ કહો છો તે સ
ણુ એ દુષ્ટને દંડ આપ્યા વિના છોડવો ન
અધર્મિએ ધર્માદામાં અમુક રકમ નાંખવીજ
મ ઠરવામાં આવશે નહીં તો અમે તેને છોડ
રા એ વિચારવંત સુજ્ઞ મિત્રે લાગણીજ રકમ
ાતે મારે નામે આપી દીધી. અને બન્ને પક્ષવાળાએ
ફ્જેત નહીં થવા માટે પરસ્પર આકરા કસમ
તજ મારો છુટકારો થયો. મારી વીંટી અને ધ
ાલીસે, સામાપક્ષવાળાઓએ કે મારા પક્ષના પે
માન મિત્રે ફ્રીને યાદ કર્યાજ નહીં. તે સંબં
ણું સમાધાન કરશું કે,—"વીંટી-હસ્તમિલાપ
હતી અને વાસ્તવિક રીતે જોતાં એ વીંટીપ
ની દાખલ મારી વિવાહિત—ધર્મપત્નિનો હક
ધર્મભ્રષ્ટ થયો હતો—મેં મારી ધર્મપત્નિને
કરી હતી, મેં તે પતિપ્રેમી—સાધ્વીનો છળ
જે હેતુથી એ વીંટી મારી પાસે રહેતી હતી
તે મારી ધર્મપત્નિ તરફથી મને મળેલી હતી; તે
ા. ગયેલો હોવાથી, એ હેતુ ધુળધાણી આ

ને વા પાણી" સરખો બની રહેવાથી પ્રેમબંધ
સુવર્ણ મુદ્રીકા—મારા સરખા ફકીર(!) રૂપ નરાધમ
રાજી ક્યાંથી હોય !! ખચિત મારા અનાચાર
અળખામણો લાગ્યો હોઇશ અને તેથી તે :
મારી ઘડિયાળે જાણ્યું કે મને કાળની કિંમત
થી છતાં કાળનો તણે (મેં) દુરૂપયોગ કર્યો,
રહેવામાં શુભ નથી. તેથી તે પલાયન કરી
ચાળ અને વીંટી તો સારાં કે મને જીવતો રૂ
પાઘડી તો જાણે નિશ્ચયજ કરી બેઠી ન હોય
યેજ છુટી પડું ! છટ ! આ કલ્પના હડહડતી
કે તે પેલા કલેશ વિખવાદના ઘરમાં તો અ
ળી જમીનપર સંઘરાઈ હતી! એ શિવાય
પેરણ, ધોતિયું વગેરે હરકોઈ પોષાક અને ઉ
જ નહી! કોઈ ફાટ્યું, કોઈ તુટ્યું, કોઈ અ
ગયું—કોઈએ હીમતથી ટકી રહી મારી લ
"જેનો અગુઓ આંધળો તેનું લશ્કર કુવામાં!
જ બન્યો ત્યાં વળી મારા આશ્રીત—પોશાકને

મારો છુટકારો થતાંવાર હું મારા પેલા
ની સાથે ચાલી નિકળ્યો. રસ્તામાં તે વારંવ
નિહાળે અને હું નિચું—જમીન સામું નિહા
નું—કહો કે નેત્ર મિલાપનું સુખ તો હું ?
જ ગયો! મારા મિત્રે, "થવાકાળ મિથ્યા ન
હા પ્રસંગ માટે પરિતાપ કરવો નહી," વગેરે

મ મારા શોકનો પાર રહયો નહીં. આંખો
ઓ ચાલી નિકળ્યાં—પુનીત મનોદેવતા મર્મ-
ક,—કેમ પરાઇ રામા સામે કામ કટાક્ષ કર-
નો વિચાર નહીં સુજયો ? -હૃદય હીમકાં ભ-
વિત્ર મનોદેવતાએ સુચવ્યું કે પર સ્ત્રીને આ-
લસુતા વખતે કેમ ભવિષ્યનો ખ્યાલ આવ્યો
એ એટલું સારૂં હતું કે મારાં સ્ત્રી બાળકો
ં ગયેલાં હતાં. મારા આ નફ્ટ પરાક્રમો જયા
માં આવશે, ત્યારે આ આધેડ થવા આવ-
ી ગતિ થશે? એવો વિચાર આવવાથી
થી તે ઠેક મસ્તકના તાળવા સુધી શોકાગ્નિની
અને મારો મિત્ર આખરે તેને ઘેર જઈ
ણી વહી ગયેલી હોવાથી જતાંવાર મને એક
બિછાનું પાથરી આપવાની નોકરને આજ્ઞા
ોતાના શયનગૃહમાં જઇ સુઇ રહયો. હું પ-
ોટાયો; તથાપિ નિદ્રા તો મારી શતરૂ થઇ
: વિતર્ક થવા લાગ્યા. અનાચાર ઉઘાડો પડે
જેતી થવામાં મણા રહેશે નહીં અને તેથી
; ભલું—એવા ઉપજેલા વિચારવાયુએ મને
હાવી દીધો ! થોડીવાર પછી તો હું મરવા
ગયો. ફાંસોખાઇ મરવું કે પાસેના કુવામાં
ે બેમાંથી ગમે તે એક રસ્તો સ્વિકારવાની
હતી. પણ નિશ્ચયપર આવતાં પેહેલાં તો નિ

દ્રા દેવીએ મારાપર દયા લાવી મને ઉપાધિ મુક્ત બનાવ્યો. "અ ણી ચુકયો સો વર્ષ જીવે." એ કહેવતની અહીં સાક્ષાત પ્રતિતિ મળી !!

## પ્રકરણ ૨ જું.

### કામ—કારણ

પુર્ણિમાનું પ્રભાત મને આદ્વિતિય ભાસ્યું. એક તો ચઇત્ર માસની ઉષ્ણુતા અને બીજી રતિતૃપ્તિની આતુરતા છતાં મારા મનને તે વેળાએ અસાધારણ આરામ ઉપજ્યો. શય્યામાંથી ઉઠતાંવાર,—જેને નિહાળી લાંબા વખતથી હું અપૂર્વ નેત્ર સુખ મેળવતો હતો; જેની પ્રાપ્તિની ઇચ્છા રૂપ પાકી પાળે મારાં શ્રી બાળકોપરનાં કુદરતી વહાલના વહેતા ઝરાને અટકાવ્યો હતો; જેના મનોરમ્ય કાંતિ રૂપ સુર્યને માટે મેં પૂર્વથી જ મન કલ્પિત મૂખ વચન રૂપ પાકા દસ્તાવેજની રૂઇએ મારા હૃદય રૂપ સ્નેહ સાગરમાંથી ખોબે ખોબે તૂપણ કર્યું હતું; જેના મુખ રૂપ ઇંદુને પરિધાન કરેલી વાદળીયા રંગના સાડી રૂપ આકાશમાં રૂપેરી ટીલાં ટપકી રૂપ તારાના જુથમાં નિરખી હું આનંદી બનતો હતો; મારા ચૈતન્ય રૂપ સામર્થ્યને ચોરી લેવા માટે જેના મોહક સ્વરૂપરૂપ ચોર ઉપર ગુસ્સે થવાને બદલે ઉલટો હું અધિક પ્રેમ–મમતા બતાવતો હતો; મારી પોતાની કરી લેવા સારૂ જેની સાથે સંભાષણ કરવાના હેતુથી ઉત્પન્ન થયેલાં અધિરાઇ, આશા, આકાંક્ષા, રૂચિ, પ્રવૃતિ આદિરૂપ વાદળાંઓની અથડામણુથી પેદા થતી મદનાગ્નિ રૂપ વિદ્યુત–હાસ્ય થવાથી

આનંદ અને અદૃશ્ય થવાથી ઉદ્‌વેગ—એવા બે મનોવિકાર રૂપ વરસાદ સહિત મારાપર પડી મને સુખી અને દુઃખી બનાવતી હતી; તે મનોહર રતિ રૂપ રંભા દૃષ્ટિગોચર થઈ!! એકજ વારના નેત્ર કટાક્ષે મને ઘાયલ કર્યા છતાં કેવળ હર્ષઘેલડો બનાવી મુક્યો! એકજ વારના હાસ્યવદને મારા મનમાં કંઈ કંઈ કરી નાખ્યું! એકજ વારના લટકાએ મારા દિલોદધિમાં આનંદ લહરોના લોઢ વળવા લાગ્યા. આ વખતની મારી સ્થિતિનું હું શી રીતે વર્ણન કરી શકું? હું લાગલોજ કદમના વૃક્ષ પર ચઢેલા કૃષ્ણની બરોબરી કરવા લાગ્યો; હું લાગલોજ મારી એ પ્યારીને સાક્ષાત્ ચંદ્રાવલી સમજી ચુક્યો; હું લાગલોજ મને પોતાને પતંગ અને મારી એ પ્યારીને દોરી ધારી બેઠો; હું લાગલોજ મારી એ પ્યારીને ઇંદ્રાણી સમજી માનસિક ઇંદ્રાસન ડોલાવવા મંડી પડયો; હું લાગલોજ મારી એ પ્યારીને પદ્માણી પ્રમાણી કાલ્પનિક સુખ વૈભવ અનુભવવા લાગ્યો; હું લાગલોજ રસરાજ કાલીદાસ કવિના કલમ નૃત્યરૂપ શૃંગારનો ભોકતા-પ્રત્યક્ષ રતિમલ્લ બની રહયો; હું લાગલોજ એ નાજુક રમણીના યૌવન રસને લુટવા કે તેના અધરામૃતને ચુસવા અત્યાતુર થઇ રહયો!! મને લાગ્યું કે હવે મારો ભાગ્યોદય થયો—"પુરૂષના નસિબ આડે પાંદડું" તે હવે મારે વાસ્તે કાયમને માટે ખસી ગયું; મને લાગ્યું કે હું હવે લક્ષ્મિવર બન્યો,—"ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જવું" એમાં સાર શો? મને લાગ્યું કે આતો "ખુદા મોડો ને લાલ-લગામ" જેવો ઘાટ હોવાથી હવે મારા સુખમાં કશી મણા રહેશે નહીં! મારી તે હૃદય હારિણી પ્યારી પ-

સવારમાં પાછી તેની ગૃહ રૂપ ગુફામાં ગેબ થઇ ગયેલી છતાં તેનું સ્વરૂપ તો તાદૃશ્ય મારાં ચક્ષુ સમિપ ખડું થયું ! તેના ગૌર વર્ણના દિવ્ય શરિરે જગતની સર્વ સુંદરતા મને વિસરાવી દીધી; તેના ગોળ હાસ્યવદને ચંદ્રની મને વિસ્મૃત્તિ કરાવી દીધી; તેનાં પાણીદાર—મનહરણ ચક્ષુઓએ હરિણાક્ષીનો મને મોહ ઉતારી દીધો, તેના વિસ્તિર્ણ કપાળ પટે તેની કુશળતાનો મને ખ્યાલ આપ્યો અને તેથી "સ્ત્રીની બુદ્ધિ પાનિયે" એ કહેણીને હું કેવળ ભૂલી ગયો; તેના સરળ—સુંદર નાકે કિર અને બાજપક્ષીને અથવા તો ચંપાની કળીને લજ્જાયમાન કરી દીધાનો મને ભાસ થયો; તેના લાલ ચટકદાર હોઠે તુરતજ પરવાળાને કે પાકેલાં ટીંડોરાને મારી નજરમાં ઉતારી પાડયાં;તેની સુંદર દંત પંક્તિઓને દાડમના કાચા પણ સતેજ દાણાની હારોની કે પછી મોતન માળાની સેરની હરીફાઇમાં ઉતરેલી જાણી મને તે બહુજ ગમી; તેનાં અણીયારાં ઉરોજરૂપ મદનના ગેબી ગોળાઓએ મને ઘણોજ વિહવળ બનાવ્યો ! હું એકદમ બ્હેબાકળો ઉઠીને એ કાલ્પનિક પુતળીને અતિ હર્ષથી આવેશભેર આલિંગન આપવા ગયો પણ અફસોસ! મારૂં માથું બારીના બારણા સાથે અથડાયું અને મારી ભુજાઓની વચમાં ભરાયેલી હવાના બાચકા ભરવા ઉપરાંત મારા હસ્તો કશું મન ધાર્યું મેળવી શક્યા નહીં !

નિરાશાયુક્ત ઉદ્‌ગારો એકદમ મારા મ્હોંમાંથી નિકળી પડ્યા,—પ્યારી મેં તારે માટે બહુ બહુ સંકટ સહન કર્યું છે, તને મારી કેમ કશી દયા આવતી નથી ? મારા પાછળ મેં

ખતનો પુષ્કળ ભોગ આપ્યો છે—તું નદીએ નહાવા જતી—હું પાછળ પાછળ રઘવાયા ઢોરની માફક ભટકતો હતો તે શું તું જાણુતી નથી ? તું તારા સગાં સંબંધીઓને ઘેર બેસવા જતી, હું પાછળ પાછળ આવીને તેઓના દ્વારમાં તારો પ્રવેશ થયાં બાદ પાછો ફરતો—એ શું તારા સમજવામાં નથી? તું બહાર ગામ જતી, હું પાછળ પાછળ કેટલેક દુર આવી દૃષ્ટિ પહોંચતાં સુધી તને ધારી ધારીને નિહાળતો અને પછી દુખી દીલડે પાછો ફરતો—એ પ્રયાસ શું એળેજ ગયો કે? તું સઘળું સમજે છે પણ તારા અકળ મનને હું હજી ઓળખી શકયો નહીં, એજ કમનસિબની વાર્તા છે! તારો આજનો રંગ કંઇ જણાય છે તો અલૌકિક; પણ કોણ જાણે મને તે સુખદાયક હશે કે દુઃખદાયક!! અરે તેં આ કાંઇ ધુર્તતાની પ્રાપંચિક ઝાળતો નથી પાથરી ? ગમે તેમ હોય—પણ લે હુંતો આ શિર ઝુકાવું છું! આજ પેહેલાં કદી પણ મારી સાથે હસી નથી, આજ પહેલાં કદી પણ મધુર ને મોહક શબ્દો મારે માટે ઉચ્ચરી નથી, આજ પેહેલાં કદીપણ મારા પ્રતિ તેં કામનું કટાક્ષ માર્યું નથી અને ત્યારે હવે મારે આજને માટે શું ધારવું ? વળી ધારવું શું હતું? તારા સરખા સુંદર પુષ્પકને ગુંજારવ કરવા સારૂ ભ્રમર રૂપ ધારણુ કરવાનું જતો!! પણ વહાલી તું વિવાહિત સ્ત્રી છે; તું જેને વરીને લગ્ન રૂપ પવિત્ર બંધનથી જેની સાથે જીંદગી પર્યંત બંધાયલી છે—તેનો તારાપર ખરો હક છે. હું તે છીનવી લેવાને તૈયાર થયો છું—મારા મનોદેવતા એ

અધર્મ કર્મ કરતાં ચોંકાવે છે—તેમ છતાં હું તેની કશી પણ દરકાર રાખતો નથી. હું અત્યારે તારે માટે કેવળ નિરંકુશ બની ગયો છું. લજ્જા અને ભીતિને તો મેં ક્યારનાંએ મારા મનમંદિરની બાહાર કહાડી મુકયાં છે પરંતુ તારી મને કશી ગમ પડતી નથી! તારા સૌભાગ્ય મંદિરનાં શિયળ રૂપદ્વારો દેખાય છે તો બહુજ મજબુત; તેમાં મારો પ્રવેશ થઈ શકશે કે નહી? એવો મારા મૂખમાંથી પ્રશ્ન નિકળતાંવાર તેના ઘરમાંથી બહાર આવી મારી એ પ્રિયતમાએ ડોકું નમાવ્યું! "ભાવતું હતું અને વૈદે કહ્યું" એવો મારે માટે પ્રકાર બન્યાથી આનંદ અને મારા વધારે ધીરા અથવા તો હઇએથી હોઠે નહીં આવતાં—ધ્વનિને વગર સાંભળ્યે મારી પ્રિયાએ તેને અનુસરતો ઇસારતથી જવાબ વાળ્યો તેથી મને આશ્ચર્ય ઉપજે તેમાં વિશેષતા શી? "બરસ હવે ત્યારે મારી ઉમેદ અને આશાને જલદીથી સંતુષ્ટ કર" એટલુંજ મારે કેહેવાનું બાકી રહ્યું હતું. એટલામાં તો મારી એ મોહિનાનો ધણી ઘરમાંથી બહાર નિકળી મને કહેવા લાગ્યો,—"કેમ લાલભાઇ શું કરો છો?" "આ અમસ્થો બેઠો છું. શીદ ચલાવ્યા? અને જુ—" મારૂં બોલવું હજી પુરૂં થયું નથી એટલામાં તો તે બોલ્યો,—"શું કરીએ, ટુંકા પગાની નોકરી અને તેથી મારે માટે તો "ફરે તે ચરે" તેવો ઘાટ છે. આજે વળી કંઇ કામને માટે બહારગામ જવું છે" એટલું કહીને તે બહાર ગયો. નવ સાડાનવ થવા આવ્યા—વખત કેમ ગયો તેનું મને ભાન રહ્યું નહીં. પછી તો મેં જલદી જલદી સ્નાન કર્યું. આજે વળી દેવસેવા કરવાની

હોય ? મેતો જેમ અર્જુને સુભદ્રાની સેવા કરી હતી તેમ ક
ર્યું ! આલિંગન રૂપી પયજલથી મારી પ્યારીની કાલ્પનિક મૂ
ર્ત્તીને નવરાવી, પ્રેમવલોકન રૂપી વસ્ત્રની સુંદર સાડી પહેરાવી,
મારી એ પ્યારીની પ્રીતિના રતાશ રૂપ કુંકુંમનું તિલિક કરયું, નવત
નુવેલ યૌવન રૂપ પુષ્પની માળા કરી તેનું પ્રેમથી આરોપણ
કરયું, ચિત્તની આતુરતાએ કરી નિકળતા ઉષ્ણુશ્વાસનો ધુપ
કર્યો, મદનથી સ્વાંગે લાગતી જવાળાની આરતિ કરી, અને છે
લ્લે મેં ધ્યાન ધરી મારી પ્રિયતમાને વિનવી કે નિવેધ અર્થે મા
રો અધર દઉં છું તે તું હે શશિવદની મ્હોંમાં લે
અને તેથી પ્રસન્ન થઇ મારા કપટી આચરણોની મને
ક્ષમા કર !!—એવી રીતે કેટલીકવાર ઘેલચ્છા કહાડયા બાદ
રસોઈ કરી જમીખાઇ પરવાર્યો અને વળી પાછો મારી તે હૃ
દય હારિણીની માર્ગપ્રતિક્ષા કરતો બેઠો. થોડીજ વારમાં તે
ઘરના ચોકમાં વાસણ માંજવા આવી. મેં લાગલોજ ખોંખારો
માર્યો. તેનું ધ્યાન મારા તરફ નહીં લાગવાથી મેં પાણીનું
ગલોફું ભરી દંતપંક્તિઓઓને ભીડી જીભથી ડેલી જોરથી
પીચકારી મારી ! પછી તો હાસ્યવદનથી તેણીએ મારા તરફ
નિહાળ્યું, પાડોશીઓને આવતાં જતાં અને પાસે ઉભેલાં નિ
હાળી તે પોતાનું કામ કરતી જતી હતી અને વચમાં વચમાં
હજુજ મારા પ્રતિ કામ કટાક્ષ પણ ફેંકતી જતી હતી. મારી
તો દૃષ્ટિ તેના પ્રત્યેજ ઠરી રહી હતી. વાંસણ માંજવા
નું કામ પુરૂં કર્યા પછી તે પાણી ભરવાનું બેડું લ-
ઇ પોળ બહારના બંબા તરફ ચાલી નિકળી. ઘરમાં એકલા

રહયે કેમ ચેન પડે ? બંદા પણ તેની પાછળ ચાલી નિકળ્યા ! ઘરથી બંબા સુધી અને બંબાથી ઘર સુધી મને પણ મારી દિલોજાનની પેઠે લગભગ ચાર પાંચ ફેરા પડયા. છેવટને ફેરે મારી પેલી ધર્મની બેહેન—હવે તેનું નામ આપી પ્રિયવાચકદૃંદની અધિરાઈ અળગી કરવી જોઇએ તે—કંકુ બાઇએ મર્મમાં કે પછી સહજ મને પુછ્યું,—"કેમ આજે ઉપરા ઉપર આવ જાવ કરો છો ?" શો જવાબ આપું ?"કંઈ નહીં અમસ્થો." એટલું કહી હું બહાર નિકળી પડયો. માણેકચોકમાંથી શેઠ દલપતભાઇ ભગુભાઈને વંડે થઈ, પીરમસાનો રોજો પસાર કરી, શેઠ પ્રેમાભાઇ હિમાભાઈના વંડા તરફથી હું કારંજમાં આવ્યો. ત્યાં બાગમાં થોડો વખત ગુજારી કાગદી ઓળ તરફનો રસ્તો પસાર કરી આશરે ચારેક વાગ્યાને સુમારે પાછો ઘેર જઈ પહોંચ્યો. આસપાસ નજર ફેંકતાં અન્ય કોઇ નહીં જણાયાથી બારણામાં ઉભેલી મારી મનોરમાને,—"શું મારી સાથે બોલશોજ નહીં કે? મારા મનથી હું તમારો થઈ ચુકયો છું પણ તમે મારાં થશોજ નહીં કે?" હું એટલું કહું છું તેવામાં તો તેણે કોકીલા સ્વરથી જણાવી દીધું કે,— "એમ તે હોય. આજેજ ખાત્રી થશે તેઓ આજ બહારગામ જવાના છે. સમજ્યાને—હં!" "સમજી ગયો સુંદરી ! ઠીક ત્યારે જરા હું બહાર જઈ આવું ! ઘટતી સામગ્રી વિના તે વળી મઝાહ આવતી હશે?" એટલું કહી હું ઘર છોડવા માડું છું એટલામાં તો "ઠીક પ્યારા રૂચતું કરો !" એવા સુખદ શબ્દો મારા કર્ણપર અથડાયા ! પાછું નિહાળી ચુંબન લેવા સરખી

ઓષ્ટની આકૃત્ત કરી દેખડાવી પીઠ ફેરવીને હું જડપથી ચાલી નિકળ્યો. બજારમાં આવી હાપુસની કેરી, મસ્કતી દાડેમ, સફ્રેજન, લીલવા દ્રાક્ષ વગેરે ફળ—મેવો માગ્યો ભાવ આપી ખરીદી લીધા બાદ મેં અતરવાળાની દુકાનેથી ચાર પાંચ જાતનાં સુગંધમય અતરો લીધાં. વળતી વખતે માર્ગમાંથી પુષ્પની શય્યા તૈયાર કરી મારે ઘેર પહોંચાડવાની ઘેલી માલણને વરધી આપી. અને હું આશરે સાડાપાંચ છ વાગતે ઘેર આવ્યો. ત્યાં ચંદ્રમુખીને નિહાળવાની ઈચ્છાથી અહીં તહીં ડોકીયાં કરવામાં અને બેસવા ઉઠવામાં અર્ધોએક કલાક ગયો નહીં, એટલામાં મારા પેલા મેહેરબાન મિત્રને ત્યાંથી કંઈ કારણસર મને તેડું આવ્યું! હવે એ મારા મેહેરબાન મિત્રનું કબુલત મુજબ નામ આપવુંજ જોઇએ—તેમનું નામ આનંદરાય! હું જેવો આનંદરાયને ઘેર જવા નિકળું છું તેવોજ મારી એ પ્રિયકરીના પતિએ ઘરની બહાર નિકળી મને જણાવ્યું,—"હું બહારગામ જાઉં છું. ઘરની સંભાળ રાખજો. હું ઘણું કરીને બે ત્રણ દહાડે પાછો આવીશ." "ઠીક છે." એટલું કહી મેં મારો રસ્તો લીધો. મારા મિત્રને ત્યાંથી આશરે આઠ સાડા આઠ વાગે પાછા આવી આશરે અર્ધોએક કલાક મેં ફળ મેવાને સમારવા—સુધારવામાં ગાળ્યો. એટલામાં માલણ પણ પુષ્પની શય્યા વગેરે આપી ગઈ. પછી નાના પ્રકારના સુવાસિક તૈલનું મર્દન કરી ઉના ખળખળતા પહાણીથી નાહયો અને લાગલાજ જરૂર જોગાં કપડાં પેહેરી બની ઠની મારા ઘરની ઉપરની બારીમાંથી ગચ્ચી

ને રસ્તે તે દિલજાનની બારીમાંથી તેણીના માળપરમેં પ્રવેશ કર્યો. આ વેળાએ તે અશિલા તેના ગુલાબી ગાલની લાલીપર જમણા હાથની આંગળી ટેકાવી એક નાનકડી શેતરંજીપર ઉભડક કંઇ વિચાર કરતી બેઠેલી જણાઈ! "શા વિચારમાં છો? શું રૂક્મિણી—કૃષ્ણના જેવો તો આ સંજોગ નથી બનતો?" એટલું હું બોલું છું તેવામાં તો ત્રીજા માળપરથી એકદમ પાંચ સાત જણાઓ મને ન સહન થઇ શકે તેવી ગાળો દેતા ઉતરી આવ્યા! લાગલુંજ મેં વખત વિચારી ફેરવી વાળયું ! "કેમ બેહેન શું કહેતાં હતાં ?" મારા એવા બોલો સાંભળી ક્રોધ યુકત મુદ્રા કરી તે સ્ત્રીએ આવેશથી જણાવ્યું,—"રડયા વળી હું શું કહેતી હતી ? જો રડયો ઉલટો ગળે પડવા આવ્યો છે ! આ તારા કાકાઓ તને ચિરી નાંખશે, સમજ્યો !" "કમ જાત અહીં કેમ મુઓ હતો ?" એમ તે સ્ત્રીના ધણીએ (તે કાંઇ બહારગામ ગયો નહોતો—એતો પાછો આવી તેના દોસ્તો સાથે છુપાઇ રહયો હતો તેણે) મને ભારે ગુસ્સાથી મુક્કી મારીને કહ્યું. "બાપજી ભુલ્યો-હું તો આ મારી બેહેને (!) બોલાવવાથી તેના ભાઇ પરનો કાગળ લખી આપવાને આવ્યો હતો !" મારા આવા હડહડતા જુઠા જવાબથી સામાવાળાઓ કેવળ ઉશ્કેરાઈ ગયા અને ત્યાં તે વખતે મારી કેવી હાલત થઇ પડી—તે તો વાંચનારાઓ સારી રીતે જાણેજ છે—તે તો પેહેલા પ્રકરણમાંજ હું જણાવી ચુકયો છું!!

## પ્રકરણ ૩ જું.

## સાધવીનો સંતાપ.

"શિક્ષકોત્પાદકાલય" માં મે મહિનાની ગરમીની રજા પડે લી હોવાથી અને મારે માટે અમદાવાદમાં મ્હોં બતાવવા જેવું નહીં રહેવાથી ત્રીજેજ દિવસે સાયંકાળના ચુપચુપ હું મારે વ તન જવા માટે ચાલી નિકળ્યો. હું વહેમી નહીં છતાં બિલાડી આડી ઉતરવાથી જરા ચોંકયો; વિધવા વિવાહમાં ભાગ લેનાર છતાં એક વિધવા સામી મળવાથી અપશુકન માની બેઠો; એ કેશ્વરી મતનો છતાં દેવની શેરીપરના—જેને હું કેવળ કંકર માનતો હતો, તે શંકરને પગે લાગી, નવું વિઘ્ન ન આવે તે માટે દીનવાણીથી પ્રાર્થના કરી! ધુસાપારેખની પોળની બારી માં પેસતાં વારં લોકો મારા તરફ આંગળીઓ બતાવી પરસ્પ ર મારી મશ્કરી કરવા લાગ્યા. જલદીથી રસ્તો પસાર કરવાને બદલે શરમના માર્યા મારા ગુડા ગળી ગયા. જેમ તેમ કરી હું સાંકડા શેરીના નાકા નજીક આવી પહોંચ્યો, અને ત્યાંથી ભાડાની શીગરામ કરી–અંદર બેસતાંવાર ચો તરફના પડદા નાં ખી જનાની દેખાવમાંજ સ્ટેશન પર ગાડી લઈ જવાને મેં ગા ડીવાનને સુચવ્યું. સ્ટેશન પર જઈ ગાડીવાનને ભાડા ના પૈસા ચુકાવી આપું છું તેવામાં તો ઓળખી તા પાલખીતાઓએ મને ઘેરી લીધો. "પરમ દિવસે શું થયું હતુ?" "શીદ સીધાવો છો?" વગેરે પ્રશ્નોનો પ્રત્યુત્તર મા રાથી વાળી શકાયો નહીં. હું ચુપચુપ ટીકેટ લઈ રેલવે ગા-

ડીમાં બેઠો. અરધા કલાકની અંદર મેહેમદાવાદનું સ્ટેશન આવી પહોચ્યું. અહીંથી મારૂં વતન પાંચ સાત ગાઉ થતું હોવાથી રાતોરાત ત્યાં જવાનો મારો વિચાર હતો, પણ મારા બનેવી ગોવિંદરામ પંડયા કંઇ કામ પ્રસંગે સ્ટેશનપર આવેલા હોવાથી અતિ આગ્રહ કરી રાતવાસો રહેવા મને તેમને ત્યાં લઈ ગયા. નિદ્રા બિલકુલ આવી નહીં અને રાત્રિ અતિ વેરણ થઇ પડી. "વતનમાં પણ મારા નફ્ટ પરાક્રમની વાર્તા ફરી વળી હશે, મારી ફજેતી થવામાં મણા રહેશે નહીં. મારી સ્ત્રીને મ્હોં બતાવતાં અતિ ઓશિયાળું બનવું પડશે." એવા તરેહવાર તર્કો થવા લાગ્યા. અરૂણોદય થતાં પેહેલાં મેં ભાડાના ટટ્ટુવડે મારા વતન તરફનો માર્ગ કાપવો શરૂ કીધો. બરોબર બપોરના સાડા અગિયારે મારા ગામમાં મેં પ્રવેશ કર્યો. ગામના ચોટામાં પહોંચતાંવાર મારા એક પુરાણા મિત્રે મ્હોં મલકાવીને કહ્યું,–"ભાઈ ઉકાળીને આવ્યા કે! જાઓ, ઘેરતો જાઓ; મોંઘી વહુ (મારી સ્ત્રીનું નામ મોંઘી હોવાથી તે) તુરત પોંખી લેશે!!" આ વાકય મારા હૃદયમાં તિરની પેઠે ભોંકાયું; એટલુંજ નહીં, પણ તેમાં સમાયલો મર્મ જાણીને તો મારી વિલક્ષણ સ્થિતિ થઇ પડી. હું ઘેર ગયો અને ઘરના આંગણામાં ટટ્ટુ ઉપરથી ઉતરૂં છું તેવામાં તો મારા ચાર વર્ષના પુત્રે ઝડપથી મારી કને આવી,–"બાપા માલ થાધો! કેવી મજા પલી! બાપા માલ થાધો!" એમ કહી મારા ધોતિયાનો છેડો ખેંચી નાચવા કુદવા માંડયું. મારી સ્ત્રીએ તે નિર્દોષ બાળકને ધમકાવી કહ્યું,–"રડયો ચાંદવો! કર્યાં કર્મ ભોગવશેજતો! તું વળી શાના

ટે દુઃખતાંપર ડામ દે છે? વળી નાહક આપણી પુજા થશે—ત્યાંનો ગુસ્સો આપણાપર ઉતારશો!" તુરતજ તોબરો ચઢાવી છોકરાને લઈ મારી સ્ત્રી ઘરની અંદર ચાલી ગઈ. હું લમણે હાથ દઇ વિચાર કરતો પરશાળની કિનારી ઉપર બેઠો. ઘડી ગઇ, બે ઘડી ગઈ,–પણ મારો ભાવ કોઇએ પુછ્યોજ નહી. મેં કરોધથી ઘાંટો કહાડી કહ્યું,–"અરે પાણી કોઇ આપશો?" મારી સાળી આ વખતે મારે ત્યાં આવી રહેલી હોવાથી તેણી ઘરની બહાર આવી "પેટ ભરીને મેથીપાક જમી આવ્યા ત્યારે ત્યાંથી તરસ્યા શા માટે આવ્યા!" એવો જવાબ વાળ્યો કે તુરત મારો પિ-તો ઉછળી આવ્યો. મેં કરોધથી તેણીને એક દમ મારૂં ઘર તજી દેવા કહ્યું અને ન સહન થઇ શકે એવી ગાળો પણ દીધી! મારી ધર્મપત્નિ આ વેળાએ એક શબ્દ પણ બોલી નહીં. હું ખાટલો ઢાળી આંગણામાં સુતો. થોડી વારે મારી સ્ત્રીએ મારી કને આવી,–"જમવા ઉઠશો?" એમ કહી વિનતિ કરી. મેં તો ગુસામાંને ગુસ્સામાં તેને એક એવો તમાચો લગાવી દીધો કે તેનાં દાંતમાંથી રક્તની ધારા ચાલી નિકળી. "એવો શો અપરાધ કર્યો છે? તમારી બુદ્ધિ કેમ ઠેકાણે નથી! આમ વિના વાંકે શા માટે મારો છો? અમે સઘળાં તમને કેમ અળખામણાં લાગીએ છીએ?" એવા મારી સ્ત્રીના બોલો તરફ દુર્લક્ષ દાખવવા સાથે "જીભ ટુંકી કર, રાંડ સુલક્ષણી છે તે જાણું છું! કંઈ વગર મોતે મરી જઇશ!" એમ બોલી બીજી બે ચાર લાતો લગાવી દીધી. "સુલક્ષણી નથી ત્યારે શું તમારા જેવી અપલક્ષણી છું!" મારી સ્ત્રીએ કરોધ

થી કહ્યું. વાસ્તવિક રીતે ખોટા આરોપયુક્ત શબ્દથી તેને કરોધ ઉપજવોજ જોઇએ. તેનો ચ્હેરો ફરી ગયો, કરોધ અને સંતાપથી તેનાં ચક્ષુઓ લાલચોળ બની ગયાં. અંબોડો વીખરાઇ વાળ છુટા થઈ ગયા તે ડુસકાં ભરવા લાગી. "જેવા આપ તેવું જગ"જ જાણો છો? આધેડ અવસ્થા થવા આવી—અત્યાર સુધી કલંકનો સ્પર્શ થવા પામ્યો નથી અને તેમ છતાં "સુલક્ષણી છે તે જાણું છું!" એવા હૃદયભેદક શબ્દો આજે સાંભળવા પડયા! હાય હાય એ અંગારા રૂપ શબ્દો તમારા ગુસ્સાને શાંત કરનારા હશે પણ તેણે તો મને બાળીને ભસ્મ કરી નાંખી! સંસારના સુખથી હવે ધરાઈ રહી છું. છૈયાં છોકરાં થયાં છે, હવે કાંઈ નિર્વંશ મરી ગયાનું મ્હેણું રહ્યું નથી. હવે કાંઇ જીવ અવગતિ પામે તેમ નથી. સુખેથી રહેજયો અને મરજીમાં આવે તેમ મહાલજ્યો." એટલું બોલી મારી સ્ત્રી બેભાન સરખી બની ગઇ. જમવું જમવાને ઠેકાણે રહ્યું અને ઘરનાં માણસો તેના મનનું સમાધાન કરવા લાગ્યાં. આશરે સાંજના સાડાચાર વાગતે સઘળાં જમવાં બેઠાં પણ મન દુભાયલ હોવાથી સર્વેકોને ભાવ્યું હોય એમ જણાયું નહીં. હું ઘરના માળપર જઇ એકલો બેઠો. તેવામાં આડોશ પાડોશના બઇરાંઓ મારે ત્યાં એકઠાં થયાં અને પરસ્પર મશ્કરી ઠઠા કરવા લાગ્યાં. એકે કહ્યું,—"અમારે મોંઘી વહુ હવે બાપડી બહુ સોંઘી થઈ પડી છે!" બીજી બોલી; "આજે તેમને ચૌદમું રતન મળ્યું છે—બોલાવશો નહીં ગુસ્સે થશે!" ત્રીજીએ કહ્યું,—"નહિ બા એમ તે હોયા તેમના ધણી તો સુધરે

લા છે. સુત્રાચુ વાળાતો બાયડીને પગ ધોઇ પુજો!" વચમાં વચ ચમાં વળી મારો નાનકડો નિરદોષ પુત્ર "તમને ચબલ છે? બા પાએ માલ થાપો !" એમ કહી હાસ્ય ઉપજાવતો હતો. આ સઘળો પ્રકાર મારી સ્રીથી સહન થઈ શકયો નહીં, તેના મ નમાં બહુજ માઠું લાગ્યું. તેની આંખોએથી ચોધારા આંસુ ઓ ચાલી નિકળ્યાં. મારાં ઘરડાં કાકીએ "વહુને વધારે દુઃખ ઉપજશે" એમ સમજી સઘળાં બઇરાંઓને મારે ત્યાંથી વિદાય કર્યાં. "પોતાનો ધણી ગમે તેમ કહે તે માટે બઇરાંઓ એ માઠું લગાડવું નહીં જોઇએ." વગેરે મતલબની શિખામ ણ આપી મારાં કાકી પણ તેમને ઘેર ગયાં—હવે મારી સ્રી એકલી રહી. હું ઉપર રહયો રહયો બારીમાંથી સઘળો પ્રકા ર ધારી ધારીને નિહાળતો હતો. ખચિત આ સમયે મારી ધ ર્મપત્નિની કંઇ ચમત્કારિક સ્થિતિ દૃષ્ટિગોચર થતી હતી. ઘ રના આંગણામાં તે મારી નાની બાળકીને ધવરાવતી બેઠી હ તી. તેની સાડીનો છેડો અવ્યવસ્થ માલુમ પડતો હતો. તેની દૃષ્ટિ બાળકી તરફ નહોતી પણ તે અહીં તહીં ચકળવકળ ફરતી હતી. વચમાં વચમાં આંખમાંથી નિકળી તે ગૌરવર્ણના ગાલ પરથી નિચે સબડી પડતાં આસુઓનાં ટીંપાંઓ તેના મનનું જબરદસ્ત દુઃખ સ્પષ્ટ રીતે દર્શાવતાં હતાં. મનમાંના તર્કવિતર્કથી તેની મુખમુદ્રાનો રંગ વારંવાર બદલાતો માલુમ પડતો હતો. તેની મુદ્રા પરથી એકાદીવાર તે કાંઇ નિશ્ચય કરે છે એવો ભાસ થતો હતો; એકાદીવાર વળી "એ નિશ્ચય યોગ્ય નથી" એવું તેનાં મનમાં આવેલું તેની મુદ્રા જણાવી આપતી હતી; એકાદીવેળા

તેની મુખાકૃતિ એવી થઇ જતી હતી કે તેના ચોગ્રે તેના મન- માં કાંઇ ભયંકર વિચારો હોવાની ખાત્રી થતી હતી; વચમાંજ તે ઉઠીને ઉભી થતી હતી; સાડીનો છેડો કમરથી કસીને બાંધી લેતી હતી. વળી પાછી બેસી જતી હતી અને પાછી ખાળ કીને ધબરાવવા લેતી હતી. એવી રીતે બે ચાર વાર કર્યા પછી તે એકદમ ઉઠી બાળકીને પારણામાં પોઢાડી મારા પુત્રને બહા ર—લે જ્યાં રમતા હતા ત્યાંથી લઇ આવી અને તેણે તેનું ચું- બન લીધું. પાછી બાળકીને પારણામાંથી તેડી તેને ચુંબન લીધું. પુત્રને ફરી ચુંબન લઇ તે કેટલુંક મનમાંજ બબડી અને પછી મોટેથી પોતા પ્રત્યે કહેવા લાગી,—" છટ્! હવે તે શવાય બીજો આરોજ નથી! આટલા દિવસ બહુ સોસ્યું, હવે મારૂં મન મારા હાથમાં રહી શકે તેમ નથી. વિલક્ષણ બોલો મારાથી સંભળાતા નથી. ખોટું આળ મારાથી સહન થઇ શકતું નથી. મારો પણ ઇલાજ શો? મારનારાનો હાથ પકડી શકાય, પણ બોલનારાનું મ્હોં શી રીતે બંધ કરી શકાય? એજ બોલે બીજા કોઇએ કહ્યા હોત તો કાંઇ મને આટલું બધું લાગત નહીં. પરંતુ જેના ઉપર જીવનનો આધાર છે—જે જીવનાધાર છે, તેમણેજ તિરસ્કાર કર્યો ત્યારે હવે જીવીને કરવું શું? પરમેશ્વર! તું સઘળું જાણે છે. આમાં મારો શો દોષ છે વારૂં? કોઇ મારી સોંક મનમાં કંઇ ભરાવી દીધું છે. ભલે હ વે એ રાંડ સુખ ભોગવે! આટલા દિવસ તો છાતીપર ને નજ ર આગે અનાચાર આદરતા હતા; હું મન વાળતી કે ભલે ને ધ ણી તે કરે! "કરશે તે ભરશે!" મેં તો ભણેલો વખત શિખામ

ણુ આપવામાં મણા રાખી નહોતી, કે "એમાં તે શું વધારે છે ? કાળી ધોળી કે રાતી ગાયનું દુધ સરખુંજ હોય છે—પ ણ તે શહાણુ‌ાણુ સમજે તેને કે નહીં !" હવે તો છેક મ ર્યાદા મુકી દીધી ! માર ખાઈ આવ્યા ! ફજેતી થવામાં મણા રહી નહીં. લોકો મને મ્હેણાં ટોણાં મારે છે. અને આમ છ તાં "ચોરી ઉપર શિરજોરી" મારા ઉપર ન સહન થઇ શકે તેવું આળ મુકે છે. હવે હું એ સ્વામિને—હું અપલક્ષણી એ સુલક્ષણા (!) પતિને મ્હોં બતાવીશ નહીં ! મેં પુર્વ જન્મ માં કોઇને સુખ આપ્યું નહીં હોય તો આ જન્મમાં મને શી રીતે સુખ મળી શકે ! પ્રભુ ! હવે આ બંન્ને બાળકોની સંભાળ તુંજ રાખનાર છે ! મારૂં શું છે ?" એટલું બોલીતેણે પુનઃ મારા પુત્રનું ચુંબન લીધું—તેને છાતી સરસો ચાંપ્યો અ ને પાછી પારણા નજીક જઈ મારી કાકીને બચી કરી—એ બા ળકી પર આંસુ પડી તે જાગ્રત ન થાય તેટલા માટે તેણે પો તાની સાડીના છેડા વતી આંખો લુછી—તે એકદમ જડપથી ઘરની ખડકી નજીક ગઇ. પુનઃ પાછી ફરી. પુનઃ આંગણામાંના પારણા નજીક આવી. પુનઃ તે, આ વેળાએ પોતાની માતા ના મનમાં કેવા ભયંકર વિચારો ઉપજવા લાગ્યા છે તે જેને સ્વપ્નમાં પણ માલુમ નથી એવી સ્વસ્થપણે નિદ્રાધિન થઈ પ ડેલી મારી બાળકીના કોમળ હાસ્ય મુખનું તેણે ચુંબન લીધું. ક્ષણભર તેનીજ તરફ નિહાળતી તે ત્યાં ઉભી રહી; પરં તુ એટલામાં પુનઃ તેની આંખોએથી ચોધારાં આંસુઓ ચા લી નિકળ્યાં. ફરી શુદ્ધિમાં આવી. "બેટા કીકી હું જાઉં છું.

હો! પ્રભુ તારૂં રક્ષણ કરશે! પ્રભુ તને સુખી રાખશે!" એટલું બોલી તેણીએ કીકાને ઉચકી કેડમાં લીધો. ઘરની બહાર નિકળી થોડીવાર પછી એકલી પાછી આવી. આ વખતે હું ગભરાયો છતાં "શું થાય છે, શું કરવા માગે છે?" તે જાણુવાની ઇચ્છાએ હું માળપરની બારીમાંજ બેસી રહી ગુપ ચુપ સઘળું નિહાળવા લાગ્યો. મારી સ્ત્રીએ હવે તો સાડીના છેડાથી કમર ખુબ કસીને બાંધી લીધી. વીખરાઈ ગયેલા કેશ એકઠા કરી અંબોડો મજબુત બાંધી લીધો. હવે તો તેની સ્થિતિ કેવળ વિલક્ષણ થઈ ગઈ. ક્ષણુમાં તે રડવા જેવું મુખ કરી નાંખતી, ક્ષણુમાં કોઇ વાતનો કેવળ નિશ્ચય કરી નાંખવા જેવું મ્હોં કરતી, ક્ષણુમાં પારણામાં સુતેલી કીકી તરફ ધારી ધારીને નિહાળતી અને ક્ષણુમાં પાછલે પગે ડગલાં ભરતી હતી. હવે તો તે ગભરાઇને આજુબાજુ નિહાળવા લાગી અને "કોઇ નથી" એમ સમજી તે ઘરના ચોગાનમાંના કુવા તરફ પીઠ ફેરવી ચાલવા લાગી- કુવા નજીક જઇ કુવામાં તેણે ડોકિયું કરયું. આ વેળાએ મેં બારીમાં ઉ ઉભા રહી તેના તરફ બરોબર લક્ષ આપ્યું તો તે બહુજ ભયંકર દીસવા લાગી. ખચીત સહજ જોનારાને આ વેળાએ એમજ લાગે કે તે મનુષ્ય નથી પણ કોઇ જલદેવી છે. તેનાં ચક્ષુઓ લાલચોળ બની રહ્યાં હતાં; હોઠ દાંતવતી કરડેલા હોવાથી તેમાંથી રક્તબિંદુઓ ટપોટપ પડવા જેવું લાગતું હતું. બન્ને હાથ તેણે કમરપર મુકેલા હતા. એક પગ થોડો આગળ અને બીજો પગ થોડો પાછળ મુકી તે ઉભી હતી. તેની પેહેલાંની તે સુંદર અને સતેજ મુદ્રાજ

અત્યારે રહી નહોતી; પણ તેની મુદ્રાપર અત્યારે એક પ્રકા રમણીય ભયંકરપણું આવી રહેલું જણાતું હતું—છેલ્લે પ્રભુ ! હું તારી હજુરમાં આવું છું. મારાં વહાલાં બાળકે તુંજ રક્ષણ કર !" એટલું મોટેથી બોલી મારી સ્ત્રીએ કુદ ભૂસકો માર્યો ! અફસોસ ! તમાસગીરની માફક સઘળો જોવાની મારી મુર્ખાઇથી મને બહુજ પરિતાપ ઉપજ્યો. પરથી નિચે ઉતરી હું કુવા નજીક ગયો એટલામાં ભૂસક અવાજથી આડોશી પાડોશીઓ દોડી આવ્યા. લાગલીજ સ્ત્રીને બહાર કહાડી. કુવામાં વધારે પાણી નહીં હોવાથી સ્ત્રી જીવથી બચી ગઇ હતી, તથાપિ કુવાની અંદર બાજુ અથડાવાથી તેને બહુ સખ્ત વાગ્યું હતું. લાગતા ગતાઓ અને સગાં સંબંધીઓ તેની સારવાર કરવામાં રોક મારા પરિતાપનો આ વેળાએ પાર રહ્યો નહીં. હું આ વેળ દુઃખના દરીઆમાં બચિત ડુબી મરવા લાગ્યો !

મારી સાધવી સ્ત્રીને મારા કઠોર શબ્દ પ્રહારથી દ દુઃખ ઉપજ્યું હતું. એ નિશ્કલંક પવિત્ર સ્ત્રીને મેં નાહક દું આળ આપવાથી તેને રોમ રોમ કાળ વ્યાપ્યો હતો. તેથીજ આ ભયંકર પરિણામ નિપજ્યું હતું. મારી કુટીલ ભને તેનો ઘાત થવા જોગ પ્રકાર લાવવાને ઘાતકી સારૂ ર આવી જતાં હું અટકાવી શક્યો નહીં, તેથીજ આ દુઃખ ક સંજોગ બન્યો હતો. અમદાવાદની પેઠે મારા વતનમાં મારી બહુજ ફજેતી થઇ. લોકોમાં મારે માટે તરેહવાર વ ચાલવા લાગી. કોઇ કહેતું,—" ભાઇની ડાગળી ખસી

છે." તો કોઈ કહેતું,—" સુધરેલા કે નહીં. બેહદ બાટલી ઠોસીને બાપડીને ખુબ મારી હશે તેથી તે મુંઝાઈને કુવામાં પડી હશે." કોઈ બોલતું,—"ભાઈ સાહેબ અમદાવાદમાં અજવાળીને આવ્યા અને તેથી બાઈડી બાપડી શિખામણ આપવા ગઈ હશે, પણ તેને ઉલટો માર મળવાથી તે કુવામાં પડી." તો કોઇ કહેતું,—એમ નહીં, ભાઇ સાહેબ આ ગામમાં પણ પેલી × × × સાથે હળ્યા હતા. એ જોઈ નહીં શકાવાથી તે આપઘાત કરવાને તૈયાર થઈ હતી." કોઇ કહેતું,—"બાપડી છોકરાંના પુણ્યે બચી ગઇ" તો કોઈ બોલતું,—"બાઈડી જેવી બાઇડી ખોત અને જગતમાં રામકહાણી રહી જત; ભાઇ સાહેબ તો એજ લાગના છે, પણ કહોને કે નસીબ પાધરાં" એમ લોકો મરજીમાં આવે તેમ બોલતાં અને કલ્પના કરી શકાય તેમ કરીને મને નિંદતાં હતાં. ગામમાં મ્હોં બતાવવા સરખું મારે માટે રહ્યું નહીં. ઘરમાંજ છાને ખુણે રડીને હૃદય ઠાલવી મનનું સમાધાન કરવા શિવાય મારી પાસે બીજો કશો ઉપાય નહોતો. મારી આને મેં વિના પ્રયોજને "બળતીને બાળવા" જોગ દુઃખ આપ્યા છતાં તે મારા પ્રત્યે મમતા રાખતી હતી. કુવામાં પડયા પછી પોતે શારીરીક દુઃખ ઘાતના ભોગવતી છતાં તે મારા જમવા ખાવાની તજવીજ રાખતી અને ઘરમાં કોઈ ન હોય ત્યારે મને પાસે બોલાવી "થઈ ગુજરી વાત માટે પરિતાપ નહીં કરવા" ના સંબંધમાં ચાર મધુર શબ્દો બોલતી શિખામણ આપતી હતી. શરમાવા ઉપરાંત હું તેને કશો પણ પ્રત્યુત્તર આપી શકતો નહોતો. એકવાર તો મેં

તેને નાહક પજવ્યા સંબંધે તેની આગળ બહુજ પશ્ચાતાપ કર્યો અને માફી પણ માગી. મારી સ્ત્રીએ મને તેમ કરતાં અટકાવ્યો. એવી રીતે હું ઘરમાંજ બેસી રહેતો હતો. અને મારી ધર્મપત્નિ સાથે સુખદુઃખની વાતો કરી કાળક્રમણ કરતો હતો. આશરે વીશ પચિશ દહાડે મારી સ્ત્રીને ઠીક ઠીક આરામ થયો અને હું અમદાવાદ આવવાની તૈયારી કરવા લાગ્યો. તેજ દહાડે પ્રભાતના આઠ વાગતે પોસ્ટનો સીપાઈ એક કાગળ લઇ મારી પાસે રજુ થયો. કાગળ હાથમાં લઈ પડબીડિયું ફોડ્યું તો તેમાંથી એક ન્યુસપેપર અને એક કાગળ નિકળ્યો. ન્યુસપેપરના એક આરટીકલ ઉપર લાલ શાહીની લીંટીઓ દોરેલી હતી. કાગળ ઉઘેગતાં વાર મારી અધિરી આંખો તે જડપથી વાંચવા મંડી ગઇ. ઉંડો નિશ્વાસ નાંખી કાગળ મેં લાગલોજ ફેંકી દીધો. કાગળ વાંચીનેજ મારા રામરમી ગયા ! એ કાગળ મારા સારા ભવિષ્યનું સત્યાનાશ વાળનાર હતો, એ કાગળ મારા રજકમાં ધુળ નાંખનારો હતો, એ કાગળ મારાં સ્ત્રી બાળકોનાં મુખનો કોળિયો ઝુંટાવી લેનાર હતો. એ કાગળ મને ગરદન મારનાર—હું અપરાધીને પુરેપુરી નસીયત આપનાર હતો, એ કાગળ મને જીંદગી સુધીનો ડામીસ (લોફર) તરીકે પ્રખ્યાતિમાં લાવનાર હતો, એ કાગળ મારા ચરીતાર્થનો અંત લાવનાર હતો, એ કાગળ ખચિત મારા પ્રતિ અનેક પ્રકારનાં અનર્થો—અરિષ્ટો ગુજારનાર હતો. તે વાંચીનેજ હું બેશુદ્ધ સરખો બની ગયો. મને ભયંકર તર્ક વિતર્કો થવા લાગ્યા. મારી સ્ત્રીએ મને પુછ્યું;—કેમ શા

વિચારમાં પડયા ! એમાં એવું શું છે ?" મારાથી એકદમ રડી જવાયું. "કર્યા કર્મનો એમાં બદલો છે !" એવો મેં પ્રત્યુત્તર વાળ્યો. અરેરે "હવે શું કરવું અને ક્યાં જવું !" મને કશો ગમ પડી નહીં.

## પ્રકરણ ૪ થું.

### ધાંધલ—ઓપાળું!

આ બાળકોને સાથે લઈ, ગઇ તા. ૨૩ મી મે—વૈશાક શુદી પુર્ણિમાને દિવસે પોણાચાર વાગ્યાની ટ્રેનમાં હું અમદાવાદ પાછો આવ્યો. "શિક્ષકોત્પાદકાલય"ના વિદ્યાર્થીઓ પૈકી જેઓ મારા વિરૂદ્ધ પક્ષના હતા—તેના એક આગેવાન અડપલા—જટાશંકર નામના તરૂણે મરહુમ સાક્ષર શ્રી નવલરામ લક્ષ્મીરામની.—"મેહેતાજી બહુ મો'ટું તુજ, નામ તેમ છે કામ; કર ખંતે મન ક્ષેત્રની, ખરી ખેતી ધરી હામ." એ કવિતા બોલી મારા ભણી ઇસારત કરી કહ્યું કે,—"આ પેલા આપણા મેહેતાજી સાહેબ! પોતાના નામ પ્રમાણે કામ કરવા માટે મનક્ષેત્રની હામ ધરીને ખંતથી ખેતી કરવા સારૂ સાક્ષર શ્રી નવલરામભાઈની ભલામણનો તેમણે કેવો રૂઢીયાળો (!) અમલ કર્યો ? ! ધન્ય તેમની મોબાઇ બુદ્ધને ! ! " શબ્દેશબ્દ મારા સાંભળવામાં આવતાં વાર મારા મનોદેવતાએ પુર્વની પેઠેજ મને મુંઝવી માર્યો. ગુદસ્ત માસથી

પ્રત્યેક પુર્ણિમા જાણે મારે માટે કાંતો અમાવાસ્યા સરખી અને કાંતો ચંદ્રગ્રહણ—ખગ્રાસ સરખી બની રહેવા લાગી છે, એ માઠા ભવિષ્યના સુચન રૂપ તો નહીં હોય ? એવા સંશયથી હું લાગલોજ ઉદ્વેગાધિન—ચિંતાતુર બની રહયો. સંજોગે પણ મારી ચિંતામાં અસાધારણ વૃદ્ધિ કરી મુકી. આજે ખરેખર ચંદ્રગ્રહણ—ખગ્રાસ હતું. ઉજ્વલ કાયાના પ્રભા રૂપ શશિપર, નઠોર વર્તનના કલંક રૂપ ડાઘ તો પડેલાજ હતા; પરંતુ આ ત્યારેતો કવિ શ્રી અખાએ આપેલા ઉદાહરણ મુજબ "ખાતાં ખાંડ ને ચાવતાં રેત !" સરખા થઇ ગયેલા નિંદ્ય કામના રાહુ રૂપ અપરિમિત પશ્ચાતાપે મને સંપુર્ણ ઘેરી—ગ્રાસી લીધો. મને ભ્રમ થયો કે આ ફાલગુન માસની પુર્ણિમાનું મારે માટે ફરી આગમન થયું કે શું ? પાપકર્મના થતા પરિતાપ રૂપ હુતાસનિમાં મારા ભવિષ્ય માટે થતી માઠી કલ્પનાઓ અત્યારે મને જવ—તલની આહુતિ સમાન થઈ પડી ! ગઇ પંદરમી તારીખે મૃત્યુયોગ—વ્યતિપાત હતો—મારી સ્રીને તેજ દહાડે હું પોતે વ્યતિપાત રૂપ થઇ પડેલો હોવાથી તે કુવામાં પડેલી છતાં નસિબ પાધરાં કે તે મહા મુસીબતે જીવથી બચી ગઇ! ગઇ ઓગણીશમી તારીખે "મોહિની એકાદશી" હતી—મારી નિષ્કલંક ધર્મપત્નિપર મેં ખોટું આળ મુકયા છતાં તે મારા પ્રત્યે અગાધ પ્રેમ મમતા બતાવતી હતી; એ પરથી મને એક રીતે બોધ મળ્યો કે "મોહિની એકાદશી પોતાની સ્રી વડેજ સુખરૂપ નિવડે છે" બાકી પરસ્રીગમનથી તો પ્રત્યેક તિથિ, પછી તે "મોહિની" છતાં દારૂણ દુઃખનું અને અસીમ

શોક—સંતાપનું મહાન કારણ થઇ પડયા વિના રહેતી નથી; પણ બીજી રીતે મને ખુદ મારા પ્રત્યેજ તિરસ્કાર ઉપજ્યો કે પશ્ચાત બુદ્ધિના વિપ્રને "દંડાયા પછીનુંજ ડહાપણું" હોય !

એ રીતે સ્ટેશન ઉપરજ મને તરેહવાર તર્કવિતર્ક અને શોક પરિતાપ થવા લાગ્યો. પંદરેક મિનિટ ગુજરી ગયા બાદ ભાડાથી સીગરામ કરી હું માંડવીની પોળમાં થઇ મારા (ભાડાના) ઘરની પોળના નાકા નજીક આવી પહોંચ્યો. શીગરામમાંથી ઉતરતાંવાર આડોશીપાડોશીમાં હલહોળ મચી ગયો. બઈરાં છોકરાંઓ પોતપોતાનાં ઘરનાં આંગણાં અને ઓટલા પર આવી મને નિહાળવા લાગ્યાં. કોઈ મારા ભણી આંગળીઓ કરતું, કોઈ મારા પ્રતિ દાંતયાં ટરી વ્યંગમાં સુચવતું કે રડયો મ્હોંકાળીઓ પાછો ક્યાંથી મુઓ !" કોઇ બોલતું કે "બાપડાને કાળે ભુલાવ્યો—તેમાં તે શું કરે !" કોઈ કહેતું કે "જેવી કરણી તેવી પાર ઉતરણી—સંભળાય છે કે તેની નોકરી જશે."—હું શીગરામમાંથી ગાંઠડા પોટલાં લઇ સ્ત્રી બાળકો સહીત મારા ઘર નજીક જઈ પહોચ્યું છું એટલામાં તો પંદરવીશ છોકરાંઓએ ટોળે મળીને મારી ઉબલી કરી—મારી ઠઠ્ઠા મશ્કરીકરી રેવડી દાણાદાણ કરી નાંખી ! એકદમ ઘરમાં પ્રવેશ કરી અંદરથી સાંકળ વાસી અમે સર્વે ઘરના માળપર જઇ બેઠાં. થોડીવાર થઈ નહીં, એટલામાં મારી પેલી ધર્મભગિની કંકુબા ઇએ આવી હું મારે વતન ગયા પછીના બનેલા બનાવની હકીકત કહેવા લાગી. "લાલભાઇ, તમે જે દહાડે ગયા તેજ દહાડે અમારી નાતમાં જમણવાર હતું—મારી નાતે તમારૂં બહાનું

કહાડી મારા ઉપર આડું અવળું આળ મુકી મારૂં નોતરૂં કાપ્યું હતું,—પરંતુ સગાંસંબંધીઓના બ્હોળા જથાના જોરથી અંદર અંદર સમજુતિ થઈ અને હું નાતબહાર થતી બચી ગઇ. તેજ દહાડે પોળમાં પણ લોકો તરફથી મારાપર ફિટકારનો વરસાદ વરસવામાં મણા રહી નહીં. એ દુતી લક્ષ્મીના વરે વળી અધુરામાં પુરૂં પોળના છોકરાંઓને—તમે જે હાફુસની કેરી વગેરે ફુલ ફળાદિ તથા મેવો મિઠાઇ લાવ્યા હતા અને જે સઘળું તેને ત્યાં તે રાત્રીએ પડી રહ્યું હતું—તે વહેંચી દીધું. આથી તો ફજેતી થવામાં મણા રહી નહીં! રડયાં છોકરાંઓ રમતાં, કુદતાં, ને ખાતાં ખાતાં બોલતાં હતાં કે "લાલભાઇ માસ્તરનો ગઇ પરમદહાડાની રાત્રીએ ઓચ્છવ થયો—તેની પ્રસાદી ખાઇએ છીએ!!" આવા સંતાપજનક પ્રકારથી મારો જીવતો બળીને ખાખ થઇ ગયો; પણ શું કરૂં? એક તરફ હું એકલી અને બીજી તરફ આખી પોળ!" હકીકત સાંભળી હૃદય ભરાઈ જવાથી મેં નિચું નિહાળી અશ્રુથી ભીંજાયલાં ચક્ષુઓ સાફ કર્યાં. મારી ચતુર સ્ત્રીએ સમજી જવાથી કંકુબાઈને ઘરનું કામ કાજ બતાવ્યું. હું ફરવા જવાનું કહી કાંકરીયા તરફ ચાલી નિકળ્યો. સાંજના સાડાપાંચ પોણાછ વાગ્યા હશે, તેવામાં તળાવ નજીક જઇ પહોંચ્યો. પિશ્ચમ તરફનો રસ્તો પસાર કરી દક્ષિણ તરફના દરવાજેથી પ્રવેશ કરી અંદરના બંગલાના ચોગાનમાં આવેલા નાનકડા પણ રમણિય બગિચામાં એક બાંકડા પર હું બેઠો. ત્યાં બેઠાને દશેક મિનિટ થઇ નહીં એટલામાં કોઇ બે ગ્રહસ્થની વાતચિત સાંભળી હું એકાએક ચોંકયો!

"શંકરભાઇ, હું ગરમીની રજા ભોગવવા માટે આ વેળાએ કાઠિયાવાડ ગયો હતો. અને ત્યાં થોડા એક વધારે દહાડા રહેવાનો મારો વિચાર હતો; પરંતુ મારા હાથ તળેના મણિશંકરે પેલા લાલભાઇના સંબંધમાં ઉપરી અધિકારીને એક અગત્યના સવાલના સંબંધમાં લખી વાળ્યું કે,—હાલ રજા પડી છે, તે હાલ ક્યાં છે તેની બ.બર ખબર નથી. રજા ઉઘડયા બાદ સર્વ કાંઇ થઇ રહેશે.—આ જવાબ ઉપરી અધિકારીને બેદરકારી ભરેલો ભાસ્યો અને તેમણે મને સખ્ત તાકીદ આપી કાઠિયાવાડમાં લખ્યું કે,—તમારે એકદમ આવી હુકમનો અમલ કરવો.—આ ઉપરથી મારે ગઈ કાલે મેલમાં અત્રે એકદમ આવવું પડયું છે." શંકરભાઇએ પોતાના સોબતીને પુછયું,—"સાહેબ, તમારો લાલભાઇ વિષે કેવો અભિપ્રાય છે?" તુરત શંકરભાઈને જવાબ મળ્યો,—"પ્રથમ તેના વિષે મારો બહુ ઉમદા અભિપ્રાય હતો; તેની રીતિ અને નીતિ માટે મારો સારો વિચાર હતો; પરંતુ અત્યારે તે અભિપ્રાય અને તે વિચાર ફેરવાઇ ગયા છે. એ દુષ્ટના પાપમાં મારે બહુ ઠપકો ખાવો પડયો છે." શંકરભાઇ વચ્ચે બોલી ઉઠયા,—"શી બાબતમાં વળી ઠપકો ખાવો પડયો?" "જે ખાતામાં સુશિક્ષિત સ્ત્રીના અભાવે પુરૂષની નિમણુંક કરવાની અત્યાવસ્યકતા હતી તે ખાતાના વડાની જગોએ એ લાલભાઇની ભલામણ કરી હતી; પરંતુ પાછળથી તેનું નઠોર વર્તન જાણવામાં આવવાથી મારા ઉપરી સત્તાધિશે મને બહુ મ્હેણાં ટોણાં માર્યાં અને સઙ્કન ન થઈ શકે તેવો ઠપકો આપવામાં પણ મણા રાખી ન-

હીં. આ ઉપરથી તો—જરા પાસે આવો કાનમાં કહું—" એ-ટલું બોલી તે ગૃહસ્થે શંકરભાઇને કંઈ કહ્યું. શંકરભાઇએ મારા પ્રત્યે તિરસ્કાર બતાવ્યો. પોતાના મિત્રને મારે લીધે નુકસાની વ્હોરી લેવી પડી તથા માનભંગ થવું પડયું તે માટે શંકરભાઇએ તે વેળાએ શોક પણ પ્રદર્શિત કર્યો. કાનમાં કહેલી વાત હું સમજી ગયો; કારણ કે કાનમાં વાત કહેનાર મારા ઉપરી હતા. અને મારે લીધે તેમને શું શું સહન કરવું પડયું છે તે મારા જાણવા બહાર નહોતું. પ્રિય વાચકવૃંદની અધિરાઇ અળગી કરવા માટે મારે જણાવવું જોઇએ કે " શિક્ષકોત્પાદકાલય" ના વડા —ને મારા ઉપરી—ભૂપતરાય—પોતેજ હતા.

ઉપરી સાહેબને આ વેળાએ મ્હોં બતાવવું મને યોગ્ય નહીં લાગવાથી લાગલોજ હું ત્યાંથી ફરી જલ્દીથી ઘેર જવા માટે મુકીઓ વાળીને ચાલી નિકળ્યો. આજે ગ્રહણ હોવાથી રાત્રીએ જમવા ખાવાનું હતું નહીં, તેથી હું જેવો ઘેર ગયો તેવોજ કપડાં ઉતારી મારા પેલા મેહેરબાન મિત્ર આનંદરાયને ત્યાં જવાનો વિચાર કરતો હતો, તેવાજ તેઓ બીજા બે સ્નેહી સાથે મારે ઘેર આવી પહોંચ્યા. "મને હમણાંજ ખબર મળ્યા કે તમે આજે આવ્યા છો. તમારી સાથે કંઇ ખાનગી વાત કરવાની છે અને વળી ગ્રહણ છે તેથી નદીએ સાથે સાથે નહાવા જઇશું—એટલે "એક પંથ ને દો કાજ" સરખો પ્રકાર હોવાથી તમારે ત્યાંજ આવવું દુરસ્ત ધાર્યું." મારા મેહેરબાન મિત્રનું એવું બોલવું થતાંવાર મેં કહ્યું કે,—"આપ પધાર્યા તે ઠીક થયું; બાકી હું પણ આપને ત્યાંજ આવવા તૈયાર થઇ

રહયો હતો." મારો મિત્ર, બીજા બે સ્નેહી અને હું મારા ઘર ના માળપરની પરશાળમાં જઈ બેઠા. મારા ભોળા મેહેરબાન મિત્રે જણાવ્યું,—"પરિણામ બહુ ખરાબ આવ્યું છે. ભુપત રાયભાઇએ પેનશન પર રીટાયર થવા માટે મોકલાવેલી અરજી મંજુર થઇ છે, અને વરીષ્ટ સત્તાધિકારી સાહેબની ખાત્રી થયેલી હોવી જોઇએ કે તમે ખરેખરા ગુનેહેગાર છો; કારણ કે તેઓએ પોતાનાં હુકમનો તાકીદથી અમલ કરવા માટે ભુપતરાયભાઇને ગરમીની રજાના દિવસો છતાં કાઠિયાવાડથી ખાસ બોલાવેલ છે." મેં કહ્યું,—"આજેજ ભુપતરાયભાઇ અને શંકરભાઇને કાંકરિયાના બાગમાં તે સંબંધેજ પરસ્પર મેં વાતચિત કરતાં સાંભળ્યા હતા. હા, જે વાત શંકરભાઇને તેમણે કાનમાં કહી હતી–તે રીટાયર થવા બાબતનીજ હોવી જોઇએ—એમ તો હું તેજ વેળાએ સમજી ગયો હતો. પણ મેહેરબાનભાઈ, મને મારા વતનમાં આવેલો આ કાગળ તો વાંચો !" મેં ગદગદિત કંઠે એટલું બોલી એ કાગળ ઘરમાંથી લાવી મારા મિત્રના હાથમાં આપ્યો. વાંચી રહયાબાદ થોડો વખત તે પર વિચાર કરી મારા મિત્રે બોલવા માંડયું– "સઘળા છાપાવાળાઓને ત્યાં લાગવગ પહોંચડાવી હતી, અને તે ઉપરાંત જાતે જઈને શરમાવવામાં મણા પણ રાખી નહોતી; પરંતુ તેમાંના કેટલાકે એકાદ અઠવાડિયું લખ્યા વિન્યા ચલાવ્યું અને કેટલાકોએ તો સઘળું ભોપાળું બીજેજ દહાડે ખુલ્લું કરી દીધું ! એક છાપાવાળાએ તો તમારા સંબંધમાં થોડાને ઘણા–આઠ કોલમ ભર્યાં હતાં [illegible] ફારમ

શરમાશરમીથી બળાવી નંખાવ્યો, મદદમાં બીજા કંપોઝીટરો મોકલાવ્યા, છાપખાનાને લગતો ખુટતો સામાન પણ એક બીજા સ્નેહીના છાપખાનામાંથી ઉછીતો અપાવ્યો અને આમ છતાં તેણે તો સ્પષ્ટ કહ્યું કે "આ વિષયને ફેરવીને કોઈ બીજા આકારમાં પણ મારાથી લખ્યા વિના તો રહેવાશેજ નહીં. હું મારી સ્વતંત્રતા પર પાણી ફેરવીશજ નહીં." આ પરથી મેં જ્યારે જણાવ્યું કે,–"કંઈ ચિંતા નહીં. તમે હવે પછી ગમે તે આકારમાં એ વિષયને લખજ્યો, પણ આ વખતે તો છાપેલો ફારમ રદ કરવોજ પડશે." ત્યારે તેણે દુભાતે દિલડે તે વખતે તો તેમ કરયું; પણ તેના બીજા અંકના લખાણે તો કાળો કેર પ્રવર્તાવી દીધો! હશે, છાપાવાળાઓની કોણ દરકાર રાખે છે? પણ વરીષ્ટ સત્તાધિશ આગળ તમે ગોળોપિંડાળો વાળીં તેમના સંશયને ગજ્યુતિ આપી—એજ તમારા સંબંધમાં મારા ભવિષ્યનું હાથે કરીને આદરાતિથ્ય કરવા જોગ સંજોગ બન્યો! તમોને હું તે બાબતમાં શો ઠપકો આપું? હાથે કરીને તમે પગ પર કુહાડી મારી છે!" મેં તુરત મારા એ મેહેરબાન મિત્રને પ્રત્યુતર આપ્યો,—"હું શું કરું? મારો કશો ઇલાજ રહયો નહોતો. બનાવ બન્યાને બીજે દહાડે સાંજના હું જેવો "શિક્ષકોત્પાદકાલય"માંથી છુટી મ્યુનીસીપલ–"રીપનહોલ" ના નજીકના રસ્તામાં આવી પહોંચ્યો તેવાજ વરિષ્ટ સત્તાધિશ સાહેબ સામેથી ગાડીમાં બેસી આવતા જણાયા. ભેટમભેટ થતાં વાર તેમણે રસ્તામાં ગાડી ઊભી રાખી અને મને ગાડીમાં બેસાડી પોતાને બંગલે લઇ ગયા. ત્યાંજઇ એકદમ કપડાં ઉતા

રી શરીર દેખડાવવાનો મને હુકમ કર્યો. મેં ગભરાઇને ધ્રુજતે હાથે કોટ અને પેરણ ઉતાર્યાં. મારા શરીર પર પડેલાં જખમો, ઉઠેલી ભરોળો અને દીધેલા ડામથી ઉઠેલા ફોલ્લાઓ નિહાળી તેઓ સાહેબે મારા તરફ ડોળા ધુરકાવી કહ્યું,—" શું આવુંજ કામ કરો છો કે ? જણાઓ છો તો નીતિના નમુના ! ધિક્કાર છે તમોને—ખાતાંને કલંકિત બનાવ્યું ! તમારૂં કાળું મ્હોં ફરીને બતાવશો નહીં ! પરાયા ઘરમાં જવાનું પ્રયોજન—અફસોસ, બીજું શું હોય !!" "સાહેબ, ભૂલ્યો ! આ એક વખતને માટે ગરીબને બચાવી લ્યો !!" મારૂં ઓશિયાળું વદન અને રડતું હૃદય નિહાળી સાહેબ તુરત સમજી ગયા કે હું અધમ—અપરાધી છું. તેમણે મને ફરમાવ્યું,—" બચવાનો ઇલાજ એટલોજ છે કે ઇનિસાફની અદાલતે જઇ તમારે નિષ્કલંક બનવું. હાલ તુરત તો અહીંથી જાઓ." હુકમ થતાં વાર હું ત્યાંથી ચાલીને મારે ઘેર આવ્યો. આ શિવાય બીજી હકીકત બની નથી." પેલા બીજા બે સ્નેહી પૈકી ભાઈ હરીરામ વચમાં બોલી ઉઠયા,—" તમારૂં અનિષ્ટ થવાને એથી વળી બીજી હકીકત શી જોઇએ!" લાગલાજ ભાઈ હીરાશંકરે કહ્યું,—" અરે ભાઈ પતાવી દેવું જોઇતું હતું કે હું કાંઇ દુર્મતિથી તેના ઘરમાં ગયો નહોતો; પરંતુ મિથ્યા સંશયથી મને માર માર્યો છે!" " અરે એમ શા માટે કહેવું જોઇએ ? પેલીને ત્યાં " મને તેના ભાઇ ઉપરનો કાગળ લખવા બોલાવ્યો હતો " એ આપેલા જવાબનેજ વળગી રહ્યા હોત તો પણ ખોટું નહોતું, પણ હશે–થવા કાળ!" હિરાશંકરના બોલવા પછી એ-

ટલું કહીને મારા મિત્રે પેલો ઉપરી અધિકારીનો કાગળ પરબિડિયા સહિત મારા હાથમાં આપ્યો, અને વિશેષમાં થોડીવારે જણાવ્યું,—"મેંતો સાંભળ્યું હતું કે "શિક્ષકોત્પાદકાલય" માંજ વડા સત્તાધિશે આવીને તમોને તપાસ્યા હતા!" મેં કહ્યું,—"ના, એ કેવળ ખોટી વાત છે. મને તેઓ પોતાને બંગલે લઇ ગયા હતા." ત્યાર બાદ બીજી કેટલીક સંજોગને લગતી વાતચિત થયા પછી ગ્રહણ મુક્ત થયેલું હોવાથી અમો સર્વે નદીએ નહાવા ગયા. ત્યાંથી આવ્યા પછી "હવે ત્યારે કરવું શું?" એવો પ્રશ્ન મેં મારા મિત્ર આનંદરાયને માંડવીની પોળના ઉતરાદા દરવાજામાં પેસતાંજ પુછ્યો. આનંદરાયે જણાવ્યું—"એ લક્ષ્મીના ધણી ઉપર ફરીયાદી કરવામાં સાર નથી—તો પણ બીજી કાંઇ ગોઠવણ કરવા માટે સવારે હું તેની પાસે જઇશ. તથાપિ જો આ "લોકમત" પત્રના એડિટર પર ફરીયાદી માંડવાની વ્યવસ્થા કરીએ અને જો તેને જોઇતો પુરાવો મળી શકે નહીં, તો કદાચ આપણે ફાવી શકીએ. પણ અત્યારે તો આપણી હાલત "ડુબતો ફીણને વળગે" તેવી થઈ પડી છે. સાચી વાતને ખોટી ઠરાવવી એ બહુ મુસીબતનું કામ છે. ઠીકછે; પ્રયત્ન કરવામાં મણા રાખીશું નહીં, પણ તમે સાહેબના શિરસ્તેદાર કને વેહેલા ઉઠીને જવા વિસરશો નહીં અને ત્યાં ગયાબાદ તેઓ શું જણાવે છે તે તમે મારે ત્યાં આવીને મને જણાવજો; એટલે "શું કરવું?" માટે આપણે ચોકસ નિર્ણય પર આવી શકીશું." એ મુજબ વાતચિત થયાબાદ અમે સર્વે અકેકથી છુટા પડયા.

બીજે દહાડે સવારના આઠ વાગતે ઉઠીને હું મદનગોપાળની હવેલી નજીકથી રાયપુરમાં થઇ સાહેબના શિરસ્તેદારને ઘેર ગયો. ત્યાં જઈ જેવો સલામ કરી બેઠું છું તેવોજ તેઓએ મને પ્રશ્ન કર્યો,—"કેમ સાહેબના હુકમ પ્રમાણે કંઈ ઇલાજ યોજયો ?" મે કહ્યું,—"મુરબ્બી, ઇલાજ યોજવા જેવું કયાં રહ્યું છે?" "ત્યારે થયું; સાહેબના હુકમની મતલબ તો બરોબર સમજ્યા છો કે, નહીં ?" શિરસ્તેદારના પ્રશ્નનો જવાબ આપતા જતો છું, તે ટલામાં તો મારી છાતી ભરાઈ આવી અને અશ્રુપાત પણ થઈ ગયો! પ્રિયવાચકવૃંદને જણાવવું જોઇએ કે જે કાગળ મારા વતનમાં મળ્યો હતો અને જેની સાથે ન્યુસપેપર હતુ-તે સાહેબ તરફનો હુકમ હતો અને તેના વિષેજ મને અત્યારે શિરસ્તેદાર પુછગાછ કરતા હતા. એ હુકમમાં સાહેબે ફરમાવ્યું હતું કે—"તમોને રૂબરૂમાં તાકીદ આપ્યા છતાં નિષ્કલંક થવા જોગ કશુ પણ પગલું તમે ભર્યું હોય એમ જણાતું નથી. વળી તમારા વિષે "લોકમત" પત્રમાં હકીકત છપાયલી હોવાથી તે પત્રની એક નકલ તમારા તરફ બીડી છે. જો તમે તા૦ ૧લી જુનની અંદર નિષ્પાપ બનવા માટે ઘટતું પગલું નહીં ભરો તો તમોને નોકરી પરથી દુર કરવામાં આવશે." આવા પ્રકારના હુકમથી મારી કેવી હાલત થઈ પડી હતી તે તો વાંચનારાઓના જાણવા બહારની વાર્તા નથી. શિરસ્તેદારે મને થોડીવાર પછી પુછયું,—"ત્યારે શું તમે સાહેબના હુકમ પ્રમાણે કશું પણ કરવાને અશકત છો ?" મેં જવાબ વાળ્યો,—"શું કરવું—તે

ની મને ગમ પડતી નથી. મારી પાસે સાહેબના ફરમાનનો અમલ કરવા જોગ ઈલાજ નથી. બચાવી લેવાશે તો અતિ આભારી થઈશ !" શિરસ્તેદારે,—"એવી વાત મારી પાસે કરશો નહીં, અને તેવી બાબતમાં મારે ત્યાં આવવાની હવેથી તસ્દી પણ લેવી નહીં!" એટલું કહ્યું કે મેં ભોંય ખોતરતાં ખોતરતાં નિચું ને નિચું નિહાળી જડપથી ઉભા થઇ ત્યાંથી રસ્તો માપ્યો ! થોડા જ વખતમાં હું મારા પેલા મેહેરબાનમિત્ર—આનંદરાયને ઘેર જઈ પહોંચ્યો. જતાં વાર મારા હૃદયમાં નિરાશા યુકત ઉદ્ગારો ઉત્પન્ન થઈ હોઠના ફફડાટ સાથ એકદમ બહાર નિકળી પડયા. મારા મિત્રે દિલાસો આપી ટુંકામાં મને એટલુંજ જણાવ્યું કે,—"એક સરસ યુકિત લડાવવામાં આવી છે અને પ્રભુ કરશે તો ફતેહ મળશે. નોકરી જશે નહીં." મારા મિત્રના એવા બોલો વડે આશા ઉપજવાથી ચિત્તની સમાધાની સાથે મેં પણ તેને શિરસ્તેદારને ત્યાં બનેલી હકીકત ટુંકામાં જ કહી સંભળાવી, અને ત્યાર બાદ હું મારે ઘેર ગયો.

૨૫ અને ૨૬—એ બે તારીખોએ કંઇ જાણવા જોગ હકીકત બનવા પામી નહીં. તા. ૨૭ મીના બપોરના બે વાગતે આનંદરાય એક કાગળ હાથમાં લઇ મારે ઘેર આવતા જણાયા; પરંતુ મારે ઘેર આવવાને બદલે મને કશું પણ જણાવ્યા વિનાજ તેઓ તો મારી પેલી પૂર્વની હૃદયહારિણી—મનોહરીના ઘરમાં પેઠા. થોડીવાર પછી ત્યાંથી બહાર નિકળી મારે ઘેર આવ્યા. "શું હતું ? ત્યાં શા માટે ગયા હતા ?" એ પ્રશ્નનો જવાબ એટલોજ મળ્યો કે,—"તમારે માટેજ પણ!

શું કારણસર જવું થયું હતું તે હવે પછી આપોઆપ જણાશે, અગર વખત આવ્યે જણાવવામાં આવશે!" પછી મેં એ સંબંધે વિશેષ પુછગાછ કરી નહીં, અને થોડીવારે મારો મિત્ર તેને ઘેર ગયો. ૨૮ મી તારીખે કંઇ જુદોજ ચમત્કાર જણાયો! તે દહાડે સાંજના ચાર વાગતે વરીષ્ટ સત્તાધિશ સાહેબ બહાદુર પોતાની સાથે ભૂપતરાયભાઇ વગેરેને લઇ મારી પેલી પૂર્વની મોહિનાને ઘેર આવ્યા. તે સ્ત્રીના ધણીને લાગલોજ બહાથી બોલાવી મંગાવવામાં આવ્યો અને મારૂં સત્યાનાશ વાળનારી કુલટા—અરે ભૂલ્યો, મારી પૂર્વની રસીલી રંભાની ગુપ્ત પણે જુબાની લઇ લીધી. આશરે પોણાએક કલાકે સઘળાઓ ત્યાંથી વિદાય થયા. ત્યાર બાદ મેં દોડતા જઇ મારા મિત્ર આણંદરાયને આ વર્તમાન જણાવ્યા. આણંદરાયે મુછમાંજ હસીને કહ્યું.—"જે થતું હશે તે તમારા લાભમાંજ થતું હશે, એમ ખાત્રીથી સમજજ્યો. ગઈ કાલે હું કાગળ લઇને આવ્યો હતો તેનુંજ આ પરિણામ છે—હવે સમજ્યા?" મારા મિત્રે એટલું બોલી લાગલોજ પોષાક પેહેરી લીધો અને અમે બન્ને "શિક્ષકોત્પાદકાલય" માં ભૂપતરાયભાઇને ત્યાં ગયા. મારા મિત્રે મારા સંબંધમાં નવા જુની પુછવા માંડી. ભુપતરાયભાઇએ એટલુંજ કહ્યું કે,—"મારી કને શા માટે વારંવાર આવવું જોઇએ? જે હશે તે એકાદ બે દહાડામાં જણાશે." "કંઇ કામમાં અગર વિચારમાં હશે," તેથી આવો જવાબ આપ્યો હશે, એમ ધારી અમે મનનું સનાધાન કર્યું અને ત્યાંથી ચાલી રસ્તામાં કેટલેક સુધી સાથે રહી

આગળ જતાં અમે બંન્ને એકેકથી છુટા પડી પોતપોતાના ઘર ભણી ચાલી નિકળ્યા.

૨૯ મીએ બપોરના ભુપતરાયભાઇની સહીનો મને હુકમ મળયો કે,–" સાહેબે તમોને તા૦ ૧ લી જુનના રોજ બપોરના અગિયાર વાગતે પોતાની ઓફિસમાં બોલાવ્યા છે. માટે હાજર રહેવા કસુર કરવી નહીં." આ ઉપરથી મને વિચિત્ર વિચારો ઉપજવા લાગ્યા. ઘડીમાં સારા સારા ભવિષ્ય ની કલ્પના કરી આનંદી બનતો અને ઘડીમાં માઠા તર્કો કરી હું મહાન મુંઝવણમાં પડતો; ઘડીમાં નોકરી કાયમ રહેશે તો જીંદગી સુધી સદાચારથી વર્તવાને પ્રતિજ્ઞા લેતા અને ઘડીમાં નોકરી ગયાબાદ કેવી બુરી દશા થશે–તે મગજમાં લાવી બહુજ શોક કરતો. આવી રીતે કેટલોક કાળ ગુજરયા બાદ–ઘર ખાલી કરવા માટે તેના માલેકે નોટીસ આપેલી હોવાથી હું મારા સ્નેહી હરીરામ અને હિરાશંકરને સાથે લઇ બીજા કોઇ ભાડાના ઘર ની તપાસ કરવા ગયો. ત્યાંથી ઘરતરફ પાછા વળતાં છેક સાંજ પડી ગઇ. હરીરામ અને હિરાશંકર સ્ટેશનપર ગયા અને હું–દાણાપીઠામાં કંઈ કામ હોવાથી કંસારા પોળની બારી તરફથી રસ્તો પસાર કરવા લાગ્યો; તેવામાંજ એક તરૂણ સ્ત્રીએ મને ઇસારત કરી ઉભા રહેવા જણાવ્યું. હું ઉભો રહયો એટલે લાગલા મારી કને આવી તેણીએ જણાવ્યું,—"શું કરૂં?—તે દહાડેતો મારો ઇલાજ રહયો નહોતો ! રડયા સઘળાઓ માળ પર ભરાઇ ગયેલા અને તમે આવ્યા; પ્રથમથી નહીં આવવા માટે તમોને સાવચેતી આપવાનો પણ વખત મને મળી શકયો

નહીં. હું શું કરૂં ? આટલા બધા માણસો વચ્ચે તમારો બચાવ કરૂં તો મારૂં ખોટું દેખાય અને ઘરમાંથી ભુંડો રીતે નિકળવું પડે. રાતની વેળાએ પરાયા પુરૂષને કાગળ લખવા બોલાવવાની વાત કોઇના પણ માનવામાં આવે નહીં અને તેથી તમારા બોલવાને હું ટેકો આપી શકી નહીં તમારે બહુ સહન કરવું પડ્યું તેથી મારો જીવ બળી જાય છે, પણ હું પરાધિન—શું કરી શકું ? મને માફ કરજ્યો. બાકી મેં તમોને બચાવી લીધા છે. મારૂં હેત કાંઇ તમારાપર જેવું તેવું નથી. હું તો તમારે સુખેસુખ અને દુઃખે દુઃખ સમજું છું !" એટલું બોલી એ હાસ્યવદની સ્ત્રી કોઇને સામેથી આવતું જાણી જડપથી ચાલી ગઇ. વાંચનાર સમજી ચુક્યા હશે કે તે સ્ત્રી કોણ હતી ? તે સ્ત્રી અત્યારે તો મારા શોક પારતાપનું મહાન કારણ, મારી અધમ અવસ્થાની ઉત્પાદક અને મારાં ધાંધલ-ભોપાળાંને જન્મ આપી પ્રકાશમાં લાવનારી હતી—પણ પુર્વે તે મને અતિ પ્રિય-દિલાસાની—ઇંદ્રની અપ્સરા સરખી ભાસતી હતી ! ખચિત તે પેલી મારી જોડમાં રહેનારી-જેના ઘરમાં ચઇત્ર શુદી પુર્ણિમાને દહાડે મને મેથીપાક મળ્યો હતો તેજ લક્ષ્મી હતી !!

લક્ષ્મિના મધુર અને મોહક બોલોથી હું પાછો ભ્રમમ પડ્યો; તો પણ મારા મિત્રની હિલચાલ અને તેના બોલોનું મળતાપણું જાણી મને—મારો બચાવ થવા સંબંધે મજબુતિ મળવાથી આનંદ ઉપજ્યો. દાણાપીઠામાંનું કામ ઉકેલી હું મારે ઘેર ગયો. રાત્રીએ વાળુ કરી પરવાર્યો, એટલામાં મારા મિ

ત્ર આનંદરાય મારે ઘેર આવ્યા. મેં અધિરા બની લક્ષ્મ
કહેલું એકદમ મારા મિત્રને વિદિત કરી દીધું. મારા િ
ક્રોધ અને શોક—એ બન્ને મનોવિકાર યુકત મુદ્રાથી જ
વ્યું,–"તે રાંડ અવલચંડીએજ નખોદ વાળ્યું છે. તેણેજ વિ
સઘાત કર્યો છે. તે રાંડ લુચ્ચીએ આ વેળાએ પણ મારો
ળ કરી તારૂં કાટલું કહાડયું છે. ભાઇ, હવે તું નોકરીની
શા છોડી દે!" એ સાંભળીને એક ઉંડા નિઃશ્વાસની સાથે હું બે
થઇ ગયો અને શુદ્ધિમાં આવીને જોઉં છું તો મારાં સ્ત્રી બાળકો
જોઈ શકાય તેવો અશ્રુપાત કરતાં હતાં અને છાતીફાટ રૂ
કરતાં હતાં! હું એકદમ બોલી ઉઠયો,—"દુરાચારમાં ફસે
કોઈ, પડે શિર દુઃખ મરે રોઈ,—દુરાચારમાં ફસે નર
ઈ!!" અને વળી પાછો બેશુદ્ધ બની ધરણીપર ઢળી પડ્યો
કહે છે કે આ વેળાએ મારા મિત્ર આનંદરાયે–પવન ઢોળ
માથાપર ઠંડું પાણી છીંટવા—વગેરે કરવા જોઇતા ઉપ
કરી મને પુનઃ શુધ્ધિપર આણ્યો. હું શુદ્ધિપર આવ્યો કે
ણે ધૈર્ય ધારણ કરવા માટે તથા ગુજરી ગયેલા પ્રસંગ (
શોક નહીં કરવા માટે મહાન પંડિતોનાં સુબોધક વચનો અને
લેવા જોગ ઉદાહરણો કહી સંભળાવ્યાં. આથી મને નુતન
નસિક બળ પ્રાપ્ત થયું અને મારા મનની નિર્બળતા
નાશ થવા લાગ્યો. આમ છતાં જો કે મારા મિત્રના ઉપદેશથી મ
સમાધાન કરવા જોગ—બુદ્ધિ તો પ્રગલ્ભતાને પામી; પરંતુ
દયની અસ્થિરતાનો છેક અંત આવ્યો નહીં. મારો મિત્ર મે
રાતના પોતાને ઘેર ગયો અને ત્યારબાદ મારી ધર્મપત્નિએ

ણુ મને પોતાની શક્તિ મુજબ મધુરવાણીથી બોધવચનો કહી સાંભળાવ્યાં. ઉકળાટ થવાનું બહાનું મળતાંવાર હું એકીલો અગાશી પર જઇ પથારીમાં આળોટાયો. "રાંડે ફરીને મારૂં શી રીતે કાટલું કહાડયું અને વળી મારા મિત્રનો પણ શો છળ કર્યો?" તેની મને બરોબર સમજ નહીં પડવાથી હું બહુજ ગુંચવણમાં પડયો: મારા મિત્રના અપુર્ણ ને વ્યંગોક્ત બોલવાએ-અત્યારે મને વિચારવાયુના વંટોળિયાની વચમાં લાવી મુકયો. એ વિચારરૂપ વંટોળિયાએ ખોટી સાચી કલ્પના રૂપ ધુળ એટલીતો ઉરાડી કે મા ં વૃત્તિયો (ઇચ્છા-ધારણા) રૂપ નેત્રો ઉપર સંશય અને ભ્રમરૂપ કચરાનાં પડળો ફરી વળવાથી મારા હિતનું નિહાળી-કશ્યાપણુ લાભકારક નિર્ણયપર હું આવી શકયો નહીં-મારી દૃષ્ટિ કેવળ ટુંકી, બહુધા નિસ્તેજ બની ગઈ! શું કરૂં? "હવે તું નોકરીની આશા છોડી દે!" એ મારા મિત્રના બારાક્ષરી વાકયે તો મને શ્રી કૃષ્ણના સુદર્શન ચક્રની, ભડભીમની ગોઝારી ગદાની, કે બાણાવળી અરજુનના મંત્રબાણની વેદના પામાડી! "ત્યારે એવું કુડું કર્મ જખ મારવા કર્યું? આશા તો છોડી દેવીજ જોઇએ!" શોક-તાપ વડે બળતા -હ્રદયમાંથી ધગ્ધગ્તો ઉભરો નિકળી પડયો કે તુરત મનોદેવતાએ મનોરાજ્યમાં શાંતી-સમાધાની રૂપ જય પતાકા ઉરાડી અને ત્યાર બાદ કેટલોક કાળ નિદ્રા દેવીની ઉપાસનામાં કહાડયા પછી મેં અરૂણોદય થયાંનાં ચિન્હો અને સૂચનો નિરખ્યાં અને સાંભળ્યાં!

---

# પ્રકરણ પાંચમું.

## શોક-અનલ.

અરૂણોદય થતાં પહેલાંના ચાર વાગતે મારાં ચક્ષુઓ એ કાએક ઉઘડી ગયાં. વિલક્ષણ સ્વપ્નાવસ્થાના અંતનો એ સમય હતો. સ્વપ્નાવસ્થામાં કંઈ હું નિંદ્ય વ્યભિચારરૂપ પાતકથી અભડાયો-વટલાયો નહોતો, એતો ઐહિક જગતનું મિથ્યાપણું બતાવી આપનાર સુબોધક સંજોગ તે દ્વારા મને પ્રાપ્ત થયો હતો !! સ્વપ્નાવસ્થામાં કાંઇ હું મોહિની મંત્રના માધુર્યથી મધુકરની પેઠે રસવિલાસાધિન બની રહયો નહોતો, એતો એક મહાત્માના પરલોક ગમનનો દેખાવ તે રસ્તે મને દૃષ્ટિગોચર થયો હતો ! સ્વપ્નાવસ્થામાં કાંઇ હું મારા ભવિષ્યનો ઇન્તેખાબ નિહાળી કર્મ બંધનના દુઃખનો વિલાપ કરતો નહોતો, એતો "આવ્યું સમાય, પણ ગયું ન ખમાય" એ નિયમે તે વેળાએ મારા એક સેવ્ય-રક્ષકના વિરહજન્ય શોક-અનલમાં હું બળી મરતો હતો! જાગૃત થયા પછી તુરતજ મારા હૃદય રૂપ ક્ષેત્રમાં કૃષીકાર રૂપ મનોદેવતાએ સારાસાર વિચારશકિત રૂપ ઓજાર વડે જ્ઞાન રૂપ બિજનું વાવેતર કરી વાળ્યું; વિપળમાં કુણગો ફુટયો અને પળમાં રૂપાળું ફળદાયક વૃક્ષ પણ બની રહ્યું !-" સ્વપ્ન સાચું હોતું નથી અને તેથી તેમના સ્વર્ગવાસ થયા વિષે વિચાર કરવો મિથ્યા છે; પરંતુ એ સ્વપ્નથી કેવો અત્યુત્તમ બોધ મળ્યો ? !" મેં વધારે ઉંડા ઉતરી વિચારવા

માંડયું.-"જન્મ અને મરણ-એ બે સૃષ્ટિના અચળ નિયમ છે. મનુષ્ય જીવન ચાર દહાડાના ચાંદરડા સમાન છે, પણ કોને ખબર છે કાલની? માનવી આયુષ્ય એક દિવસ પ્રમાણે છે, પણ તેજ એક દિવસની હવામાં અનેક તરેહના ફેરફારો નહીં થાય તેની ખાત્રી શી? તારૂણ્ય એ પ્રાતઃકાળના જેવું છે, પણ તે પ્રભાતની શોભા જતી રહી આકાશ વાદળાંથી વ્યાપ્ત બની નહીં જાય તેની પ્રતિતિ શી? ચઢતી સાયંકાળના સમય સરખી છે, ઘડીમાં ઘોર તિમિર પ્રસર્યા વિના શું રહેવાનું હતું? ખચિત આ જગત અશાશ્વત્ છે—તેની શાશ્વતિ નથી. આ દેહ ક્ષણ ભંગુર છે; આ સંસાર દુઃખદાયક અને ભ્રાંતિનું મૂળ છે. આમ છતાં અત્યાર સુધી તે કાંઇ હું નરાધમ—દુષ્ટના સમજવામાં આવ્યું નહીં. કાચા સાડાત્રણ મણના વજનની આ ગંદી-ગોબરી કાયાની મેં કેવી પ્રતિષ્ઠા કરી? તેની કેવી રીતે સંભાળ રાખી? તેને સુશોભિત બનાવવા માટે ટાપટીપથી વસ્ત્રાભૂષણો સજ્યાં,—મારો સુંદર ચેહેરો, મારી મોહક આંખો, મારી કાંકડી મૂછો—એમ ધારી ધારીને હું ઇસ્કીટાટ થઇને ફર્યા કર્યો; પરંતુ વિચાર કર્યો નહીં કે આ દેહ કેવળ તૃણવત્ છે! વિચાર કર્યો નહીં કે તેમાંની રતી અને તેમાંનું તેજ નષ્ટ થશે કે તુરત તે ત્યાજ્ય-અસ્પર્ષ્ય અને અળખામણો થઈ પડશે! હાય હાય મેં પુષ્કળ કાળ વૃથા ગુમાવ્યો. અન્યાયથી શરીરનું સુખ વધારવા માટે કાંઇ પ્રભુએ આ દેહ આપ્યો નથી, એવું હું અત્યારેજ સમજયો અને તેથી શોક—અનલમાં બળતો બળતો હવે હું પ્રભુ પ્રાર્થના કરી, કરેલા અનાચારની ક્ષમા માગું તો ઠીક!" ત્યારબા

ઇ હું પ્રભુ પ્રાર્થના કરવા બેઠો. પાએક કલાક ગુજર્યો નહીં એ ટલામાં થંડો પવન જોસભેર ફુંકાવા લાગ્યો, થોડીજવારમાં આ સમાની-ભોર આકાશ વાદળાંથી છવાઈ રહ્યું, અને નૈરુત્યકોણ માં મેધગર્જના થવા ઉપરાંત વિદ્યુતના પણ ચમકારા થવા લાગ્યા. મને પુનઃ સ્વપ્નની વાર્તા યાદ આવતાંવાર એવો પણ ભાસ થયો કે એ મારા સેવ્ય રક્ષકને વાજતે ગાજતે લઇ જવા મા ટેનું આ કુદરતી આમંત્રણ તો નહીં હોય ? ! અફસોસ, થ યું પણ તેમજ ! મુખમાર્જન કરી પરવાર્યો કે તુરત મારા સ્નેહી હરીરામે ફક્ત ધોતિયું અને ઉપરણો-એ બે વસ્ત્રભર મારી કને આવી જણાવ્યું કે,-"ભુપતરાયભાઇ આજે ચાર વાગતે એકાએક ઝાડાના દરદથી સ્વર્ગવાસી થયા ! ચાલો લૌકિકે આવવું છે ?" મેં અરેરાટના ઉદગારો સાથે ઉત્તર આપ્યો,-"તમે જઇ પહોંચો, હું પાછળથી આવું છું !" આથી હરીરામ મારે ત્યાંથી ચાલતા થયા. મારા સરખા પા પી જનનું સ્વપ્નું કદી પણ ખરૂં પડે નહીં, તથાપિ આ વે-ળાએ તે ખરૂં પડયું તેથી મને કૌતક ઉપજ્યું; પરંતુ મારા મનના વિકારો નાશ પામેલા હોવાથી તથા હવે પછી સદા-ચારથીજ વર્તવાનો મેં નિશ્ચય કરેલો હોવાથી એ અચરતી વધારે વખત ટકી શકી નહીં. જેઓના હાથ તળે મેં લાંબો વખ ત નોકરી કરી છે, જેઓ સાક્ષાત્ પિતા પ્રમાણે મારાપર પ્રેમ રાખતા હતા, જેઓની કૃપાથીજ હું ચઢતીને પામ્યો હતો અને જેઓની દયા અને મેહેરબાની વડેજ આ મારા અનાચારના અપરાધની મળ નાર નસિયતથી બચવાની આશા હતી—તે મારા મુરબીના

સ્વર્ગવાસથી મને અપરિમિત શોક ઉપજ્યો. મારાથી લૌકિકે ગયા વિના ચાલે તેમ નહોતું, તેમના પવિત્ર શબને નિહાળી ઉષ્ણ-શોકાશ્રુ નિંગાળી-હૃદયનો ભાર ઓછો કરવો જોઇતો હતો, પણ મારાથી તેમ થઇ શક્યું નહીં અને મારા તે સેવ્ય—રક્ષકના છેવટના—મૃન્મય સ્વરૂપના દર્શનનો પણ લાભ લઇ શક્યો નહીં. કારણ બીજું શું હોય? પણ મારા અધમકર્મને અંગે, લૌકિકે મળેલાં માનવ દળમાં હું શી રીતે હળી મળી શકું? મ્હોં શી રીતે બતાવી શકું? શરમનો માર્યો હું લૌકિકે જઇ શક્યો નહીં. મેં ઘરમાંજ ભરાઇ, રડીને સ્નાન કરી નાખ્યું!!

આજનો આ દુઃખદાયક બનાવ ઇતિહાસમાં નોંધી રાખવા જોગ બન્યો; ભુપતરાયભાઈ સરખા સત્યપ્રિય, પ્રમાણિક, પરોપકારી, સ્વદેશપ્રેમી, સજ્જન અક્ષય સુખ પ્રાપ્તિ માટે આ મૃત્યુલોક તજી ગયા. તેમના પરલોક ગમનથી આખા દેશને અને દેશની સકળ પ્રજાને મોટી ખોટ પડી; આમ છતાં આ વેળાએ મારા મર્મસ્થાન રૂપ રણક્ષેત્રમાં "વ્યક્તિ વિચાર" રૂપ યોદ્ધાએ "સર્વજનિક વિચાર", રૂપ પ્રતિપક્ષીનો પરાજય કર્યો. "દેશ અને દેશની પ્રજાનું તો ઠીકજ છે, પરંતુ એમના મૃત્યુ સાથેજ મારા બચાવની ઢાલ નષ્ટ થવાથી રખેને મારો પણ ઘડો લાડવો થઇ જાય!?" એવી ભીતિએ મારા ભિતરને ભડકાવી નાંખ્યું. વરિષ્ટ સત્તાધિકારીએ મને પેહેલી તારીખે બોલાવેલ હતો—હવે તેને એકજ દહાડાનો અવકાશ રહ્યો. હું એટલો તો ચિંતાતુર બની ગયો કે "હવે મારૂં શું થશે?" એ સાપ્તાક્ષરી વાક્ય, વિચાર સન્નેપાતના ઉપદ્ર

વની શાક્ષી આપવા લાગ્યું. મારી સ્થિતિ ભયંકર ને વિલક્ષણું થઇ પડી. ઘડિમાં છાનેખુણે જઈ,–"મેં કેવું નિચ કૃત્ય કર્યું કે જેથી હવે શોક–અનલમાં જીવતાં સળગી જવું પડે છે." એમ બોલી રડતો; ઘડિમાં મારી ધર્મપત્નિ કને જઈ મારાં બાળકો તરફ નિહાળી,–"અરેરે મારી સાથે તમાર પણ નસિબ ફુટી ગયાં!" એમ કહી કાળું કલ્પાંત કરી મુકતો; ઘડિમાં કંઇ ન જીવું બહાનું શોધી "તમે સઘળાંજ નઠારાં–નબોદિયાં છો!" એમ બોલી મારાં ઘરનાં માણુસો સાથે ક્લેશ—વિખવાદપર ઉતરી પડતો! મારા પ્રિય મિત્ર આનંદરાયને મારી અતિશય કાળજી હતી. તેઓ તે દહાડે પ્રભાતમાં મારી કને આવ્યા. "હવે મારૂં શું થશે!" એમ બોલી મેં રડવા માંડયું. મારા મિત્રે મને દિલાસો આપવા ઊપરાંત બચાવને માટે યુક્તિ પ્રયુક્તિ શોધવા તથા યોજના યોજવા માંડી. મારા મિત્રે કહ્યું,–"ભાઇ, એ રાંડ લક્ષ્મીની સહી લઈ મેં તે દહાડે વરિષ્ટ સત્તાધિશને અરજી કરાવી હતી કે,–"લાલભાઇના સંબંધમાં વિશેષ ખાત્રી કરવાની જરૂર હોય, તો હું–આપ મારે ત્યાં પધારવાની તસ્દી લેશો તો મારા સ્વામી સમક્ષ આપને જુબાની આપી ખરેખરી હકીકત નિવેદન કરીશ." મને વિશ્વાસ હતો કે સંકેત પ્રમાણે તે કહેશે કે,–"કાંઈ લાલભાઈ બુરી મતલબથી મારે ત્યાં આવ્યા નહોતા." પરંતુ એ રાંડ ઠક્કાની ડાકેણે તો ઉલટી જુબાનીમાં, ખરેખરી હકીકત જાહેર કરી દીધી અને વિશેષમાં એમ પણ કહ્યું કે,–"લાલભાઇનો ખોટી રીતે બચાવ કરવા માટે મારા ધણીને પૈ

સાની પણ લાલચ આપવામાં આવી હતી!" પ્યારાભાઇ, આ વી રીતે સર્વ વાત મારી ગઈ છે,–તો પણ હિમત હારવી જોઇતી નથી. પેલી તારી ધર્મની બેહેન કુંકુબાઇને બોલાવી લાવ જોઉં !" મારા મિત્રની આજ્ઞા ઉઠાવી હું પલવારમાં કંકુને બોલાવી લાવ્યો આનંદરાયે કહ્યું,–"કંકુબાઇ, લાલભાઇપર પ્રથમથીજ તમે મોટો ઉપકાર કર્યો છે, તથાપિ એવો તો બારિક સમય આવ્યો છે કે તમે જો તેમને સહાય નહીં કરો તો તે બાપડાનું માઠું થતાં વાર લાગશે નહીં. તમો જો હિમતથી–બેધડક શાક્ષી આપો કે–લાલભાઈ બુરી દાનતથી લક્ષ્મીના ઘરમાં ગયા નહોતા. લક્ષ્મિએજ પોતના ભાઇ ઉપરનો કાગળ લખી આપવા માટે પોતાને ત્યાં તેમને બોલાવ્યા હતા અને તે વખતે હું પાસેજ હતી, તો સર્વ ઝખ મારે છે. લાલભાઇ બાપડો બચી જશે અને તે સાથે તમારો ઉપકાર માનવા ઉપરાંત તમારી પણ અમે બુજ જાણીશું !" કંકુબાઈ ગભરાઇ બોલી,—"નહિરે ભાઇ, એવું હડહડતું જુઠું શી રીતે બોલી શકાય ? તેમાં વળી એક તરફ આખું શેહેર અને એક તરફ હું એકલી! મારી નાત તો તમારા પાપમાં મને નાત બહાર મુકવાને તૈયાર થઇ રહી છે. મારૂં શાક્ષીમાં નામ લખાવી મને વધારે ફજેત–મને વધારે હેરાન કરશો તો ખચિત મારા જેવો કોઇ ભુંડો નથી—હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે તમારૂં હું ઉંધું મારીશ!!" મેં લાગલાજ ક્રોધથી એ કંકુડીને મારા ઘરની બહાર કહાડી મુકી. મારા મિત્રે એમ નહીં અકળાવા માટે મને કંઇક ઠપકા રૂપે બોધ આપ્યો. "માથે પડી ભોગવી લેવી ! બીજો

ઇલાજ શો ! " એમ બોલી મેં ઉંડો નિઃશ્વાસ નાંખ્યો! "ભા ઇ, હવે ઇલાજ યોજવાની જરૂર નથી. નસિબમાં હશે તે થ શે. હું જ કાળાં કર્મનો કરનારો—અધમ નર્કમાં પડવા લાયક છું,! શિક્ષા થવીજ જોઇએ—ભલે થાય; તે માટે પ્રપંચ કરવા ની—જુઠો પુરાવો ઉભો કરવાની જરૂર નથી." મારૂં બોલ વું સાંભળ્યા બાદ થોડો વખત વિચાર કરી મારા મિત્ર આ નંદરાયે કહ્યું,—"અરે પણ આબરૂ જેવી આબરૂ જાય છે— તેનું કરવું શું ? તું મારો મિત્ર—લોકો કહેશે કે ફલાણાનો મિત્ર આવો નિકળ્યો અને ફલાણાના મિત્રનું આમ થયું ! તે માં મારી પણ સાથે ફજેતીજ કે બીજું કંઇ ? ના ના, ભ લે ગમે તેટલો ખર્ચ થાય, પણ પુરાવો મેળવવામાં પછાત તો પડવુંજ નહીં. જાઉં છું અને જોઉં છું કે એકથી હજાર રૂ પિયા આપતાં પણ એ લક્ષ્મિનો ધણી માને છે કે નહીં! " એટલું કહી મારો મિત્ર મારી કનેથી ઉઠવાની તૈયારી કરતો હતો એટલામાં મારા સ્નેહી હરીરામે આવીને જણાવ્યું,— "ગજબ ગુજર્યો ! જયારે કઠણાઈ આવે છે ત્યારે ચો તરફ ની સાથે લાગી આવી મળે છે!" એટલું બોલી તેણે મને ( થા આનંદરાયને કંઈ ગુપ્તવાત કાનમાં કહી. આનંદરાયે કહ્યું—"કદાચ પોતાનું આગલું લખાણ સત્ય ઠેરવવા માટે ત થા પોતે જે કંઇ લખતા હતા, તે સર્વ શુદ્ધ બુદ્ધિથીજ લ ખતા હતા, એમ મનાવવા માટે××××××× ફરીને અરજી કરતા હોય તો ઇશ્વર જાણે! પરંતુ મને નથી લાગતું કે તે ઓ "પડતાપર પાટુ" મારવાનું નિર્દય કામ કરે ! તો પણ

હું તેની કને જતો આવીશ !" એટલી વાતચિત થયા બાદ આનંદરાય મારે ત્યાંથી વિદાય થયા.

હરિરામે જે ગુપ્તવાત કહી હતી, તે અત્યારે પ્રિયવાચકવૃંદથી પણ ગુપ્ત રાખવાની જરૂર છે—તેના વિષે આગળ જતાં ખુલાસો કરીશ; પરંતુ આ વેળાએ એટલું તો મારે અવશ્ય જણાવવુંજ જોઇએ કે હરિરામની વાતથી મને બહુજ લાગી આવ્યું. મારા પાછલાં કર્મોનું સ્મરણ થતાંવાર—તે એકેક તોપના ધગધગતા જેવી ગોળા કરતાં પણ અત્યારે વધારે દુઃખ ઉપજાવવા લાગ્યા ! સર્વાંગે શોક—અનલ પ્રકટાયો ! મારી સર્વેંદ્રિયોનો વ્યવહાર શોક-અનલની ધમણ સરખો બની રહ્યો ! હું મનમાં ને મનમાં બળીને ખાખ થઇ ગયો ! "હરિરામભાઈ, મારાં કુડાં કર્મો અત્યારે મને બહુ નડે છે. અરેરે મેં એટલાં તો નિંધ-નઠોર કર્મો કરેલાં છે કે તેના પરિતાપથી પ્રતિજ્ઞા લઉં છું કે હવેથી હું કેવળ સદાચારથી વરતીશ; પણ હાયરે ઘડીમાં આ ચંડાળ—વિફરેલ મનડું આશાગ્રસ્ત બની, કરેલા અનાચાર ઉપર ઢાંક પિછોડો કરવાની વેતરણ ચલાવે છે, અને ઘડીમાં વધારે જુઠાણાને, વધારે પાપને, વધારે અનર્થને, વધારે પ્રપંચને, વધારે કાવાદાવાને પ્રિયગણી પોતાનો બચાવ કરવા માગે છે ! ધિક્ક, ધિક્કરે, ધિક્ક છે ડહાપણ અને જીવતર !!" એવી રીતે હું શોકના ઉભરા કહાડું છું, તેવામાં મારા મિત્ર આનંદરાય પુનઃ મારે ત્યાં આવી પહોંચ્યા. તેમણે તુરતજ જણાવ્યું,—" ભાઇ હરિરામ, તમે જે હકીકત કહી હતી, તે કેવળ જુઠી છે; અરજી કરવાની વાત તો શું પણ માત્ર કલ્પના સુ

દ્દાં તેમના સ્વપ્નમાં નથી ! લાલભાઇ, તમારે તે સં બંધમાં શોક કરવાનું બિલકુલ પ્રયોજન નથી. પણ પેલી વાતમાં તો કશું વળે તેમ નથી. લક્ષ્મિનો ધણી સમજાવ્યો સમજે તેમ નથી. હશે, ત્યારે શું કરીએ થવાનું હશે તે થશે!"

"હેં, ત્યારે હવે મારૂં શું થશે ?" મારા એવા પ્રશ્નથી હરિરામે કહ્યું,—"અરે ભાઈ, આમ છેક ધિરજ કેમ તજી દે છે? ઘડીમાં જ્ઞાની બની મનનું સમાધાન કરે છે અને ઘડિમાં પાછો ચિંતાતુર બની જાય છે—આ તારા મનની કેવી અસ્થિરતા ? હિંમત રાખ, થવાનું શું હતું ?" આનંદરાય બોલ્યા,—"એમ અકળાયે શું પાર આવવાનો હતો ? " હું પોસપોસ આંસુએ રડી પડયો. મેં મારા મિત્રોને સજળનેત્રે ડુસકાં ભરતાં ભરતાં જણાવ્યું,—"ભલે ગમે તે થાય, તે માટે કાંઇ મને વધારે લાગતું નથી, પણ મારાથી થઇ ગયેલા અનાચાર માટે મને અત્યારે બહુ શોક-અનલ પ્રકટયો છે—હું પાપકર્મના પરિતાપ રૂપ અગ્નિમાં બળી મરૂં છું !" આનંદરાયે કાયર બનીને જરા કરડાકી ભરેલું બોલવા માંડયું,—"ગઇ ગુજરી વાતનો શોક કરવામાં શો લાભ છે ? શોકમાંજ તારાં ચક્ષુઓ લાલચોળ થઇ સુઝી ગયાં છે, શોકથીજ તારા શરિરનું રૂધિર સુકાઇ જઈ તું ખાલી હાડપિંજર સરખો બની ગયો છે, તારા સમજવામાં હોવુંજ જોઇએ કે શોક મનોદેવતાને ભ્રષ્ટ કરેછે, શોક સુબુદ્ધિને અભડાવે છે, શોક જ્ઞાનને નિસ્તેજ અને વિખવાદનું ઘર બનાવી મુકે છે, શોક સ્થિત્યંતરનું કારણ છતાં કહેવું જોઇએ કે તેને અતિશય ધારણ કરવાથી તે સત્યાનાશ વાળે

છે, શોક પ્રાપ્ત થયેલી સ્થિતિ વિષે માણસને ઉંડો ઉતારી–પોતાની ઉન્નત્તિનો પોતાને હાથેજ છેદ કરાવે છે, માટે ભાઇ શોક તજી દે અને જરા સ્વસ્થ થઇ મનનું સમાધાન કર !" મેં દુઃખી પણ શોક—અનલથી દાઝતા દિલે કહ્યું,–"હા, ભાઇ હા, એ સઘળું ડહાપણ હવે શા અર્થનું ! જો પ્રથમથીજ હું સદાચારથી વરત્યો હોત તો અત્યારે શોક ઉપજવાનું કારણ નહોતું; પરંતુ મિથ્યા મોહથી હાથે કરીને ફસાઇ પડયો, ત્યારે હવે શોક કેમ ન ઉપજે? મનની નબળાઇથી મેં ઝખ મારી, ત્યારે હવે શોક કેમ ન ઉપજે? અશિક્ષિત–ઉચ્છૃંકળ અંતઃકરણથી મારી બે આબરૂ થઈ, ત્યારે હવે શોક કેમ ન ઉપજે? સૃષ્ટિ નિયમનું મેં ઉલ્લંઘન કરયું, ત્યારે હવે શોક કેમ ન ઉપજે? મિત્રો! શોક એ કિરતારની લીલા માટેની મારા મનની ભ્રાંતિ છે ! શોક એ વાસ્તવિક મનુષ્યત્વથી રહેલું મારૂં અંજાણપણું છે! શોક એ પ્રેમ તંતુનું તુટવું છતાં હું પ્રેમના સત્ય સ્વરૂપથી વિમુખ રહયો તેની સાબિતિ છે, અને એમ છે, ત્યારે કહો જોઇએ શોક કેમ ન ઉપજે?" હજી મારૂં બોલવું પુરૂં થયું નથી એટલામાં હરિરામ વચમાં બોલી ઉઠયા,–"શોક ઉપજવા જોગ સંજોગ બને ત્યારે "થવાકાળ મિથ્યા ન થાય" એમ માની મનનું સમાધાન કરી લેવું અને નિર્માણ થયેલી સ્થિતિ ભોગવી લેવામાં સંતોષ માનવો, એજ ઉન્નત્તિનો માર્ગ શોધી લેવા જોગ સરસ ઇલાજ છે." આનંદરાયે કહ્યું,—"શાંતિ, સમાધાની અને સ્વસ્થતા વિના સદાચારમાં પ્રવૃત્ત થઈ રહેવાતું નથી." "મારા શુભેચ્છક મિત્ર આનંદરાય! મારા બોલાવાથી જરાપણ માઠું

લગાડશો નહી; જો કે તમે મારા ઉપર ઘણો આભાર કરેલો છે, તથાપિ સદ્દાચારમાં પ્રવૃત થઈ રહેવું છે—એ તો મારો નિશ્ચય છે, ત્યારે જુઠો બચાવ મેળવવાની લપમાં શા માટે પડવું જોઇએ? પણ કહોને કે મન–અધમ, પાપી છે; તે વધારે ને વધારે પાપ કરવા તરફ વળતું રહે છે!! પરંતુ મિત્ર, હવે એકજ નિશ્ચયપર આવવું ઘટે છે કે ભલે સહેબને કરવું હોય તે કરે, બાકી આપણે કશો પણ પુરાવો ઉભો કરવાની કે ઉભો કરીને રજુ કરવાની જરૂર નથી!" મારૂં એવું બોલવું થયા બાદ આનંદરાયે સ્મિતહાસ્ય કરી કહ્યું,–"હા, વગર છુટકે તેમ થશેજ તો!" વળી થોડીવાર પછી આનંદરાયે કહ્યું, "પણ ભાઇ, ચાલ જોઇએ શંકરભાઇ (ભુપતરાયના મિત્ર) કને તો જઇ આવીએ!" હું બોલ્યો,—"અરે થવાનું હશે તે થશે—એવા નિશ્ચયપર આવ્યા છતાં, મિત્ર તમારૂં આશાગ્રસ્ત મનડું એની એજ ભ્રમણામાં ભટકયા કરે છે, એ કેવો ચમત્કાર?" "પણ હવે ત્યાં જવામાં આપણું શું જાય છે?" મારા મિત્રના એવા બોલોથી હું તેની સાથે શંકરભાઈના ઘર તરફ ચાલી નિકળ્યો અને હરિરામ મારે ત્યાંથી પરભાર્યો પોતાને ઘેર ગયો.

શંકરભાઇએ તો જતાંવાર રોકડું પરખાવ્યું કે,—"તમારે હવેથી મારે ત્યાં બિલકુલ આવવું નહીં! કારણ કે એથી લોકોમાં મારૂં બહુ ખોટું બોલાય છે!" મેં અને મારા મિત્રે વિલે મુખડે ત્યાંથી લાગલોજ રસ્તો માપ્યો! ઘેર આવીને વરિષ્ટ સત્તાધિશ સાહેબને એવી મતલબની અરજી મોકલવાનો વિચાર

કર્યો કે,–"આપના હુકમની રૂઇએ ભૂપતરાયભાઇને તથા મારે તા૦ ૧ લીના રોજ આપ નામદારના રૂબરૂ હાજર થવાનું હતું; પરંતુ ભુપતરાયભાઇ એકાએક મરણ પામેલા છે અને તે આ બતની હકીકત આપના જાણવામાં પણ આવી હશે, માટે આજ્ઞા હોય તો હું એકીલો હાજર થાઉં." પરંતુ તેટલામાં હિરાશંકરે આવી ખબર આપ્યા કે,–"સાહેબ અત્રે નથી–તેઓ, અગિયારમી તારીખે વૉટરવર્ક્સની ક્રીયા કરવા માટે નામદાર ગવરનર સાહેબ અત્રે પધારનાર હોવાથી તે સંબંધપર બહાર ગામથી આવનાર છે,માટે ત્યાં સુધી તમારૂં કશું પણ થાય તેમ લાગતું નથી." આ ઉપરથી અરજી કરવી માંડી વાળી આનંદ રાયે કહ્યું,—"ચાલો ત્યારે ઠીક થયું !" હું બોલ્યો,—" શું ઠીક થયું મારૂં કપાળ ?! જલદી નિકાલ આવી જાત તો ઠીક હતું ! આ તો રીબાઇ રીબાઇને મરી જવા જેવો ઘાટ બન્યો !!" હિરાશંકરે જણાવ્યું,–" સાહેબના એક દેશી સ્નેહી સાથે મારે આજ વાતચિત્ત થઇ હતી. તેઓના બોલવાનો મર્મ એવો હતો કે લાલભાઇની નોકરીને સમુળગો ધોકો પહોંચશે નહીં, પણ કદાચ પગારમાં ઘટાડો કરી કોઇ હલકી જ ગ્યા આપશે !" આનંદરાયે કહ્યું,—"જો એમ થાય તો તારા મ્હોમાં સાકર !" મારા હૃદયમાં લાગલીજ આશા ઉપજી ! આશા! અરે આશાએ તો ક્ષણમાં મારો સ્થિત્યંતર કરી નાંખ્યો ! "જ્યારે નોકરી જનાર નથી પણ માત્ર પગારમાંજ ઘટાડો થનાર છે, ત્યારે જો થોડો બચાવ કરી શકીએ તો વખતે હાલનીજ નોકરી કાયમ રહે!" એવો વિચાર મને ઉપજ્યો !

આનંદરાય મારો મનોદય તાત્કાળ સમજી ગયા. તેણે કહ્યું,"—આ ટલા બધા અવકાશમાં તો આપણે મન ધારયું કરી શકીશું, ફિકર નહીં." અમે ત્રણે સ્નેહીઓ એકેકથી છુટા પડયા બાદ,— "આશા જીવનમાં નહીં કરવાનાં કાર્યો કરાવે છે. આશા જીવન ગાળવાનો સરલ માર્ગ સુઝાવે છે, આશા આતુરતામાં ઝીપલાવી પાડી વધારે દુ:ખી બનાવે છે !" એવું થોડો સમય ગયા બાદ હું જેવો "નર્મગદ્ય" ઉઘાડું છું તેવુંજ મારા વાંચવામાં આવ્યું અને અફસોસ, મારા સંબંધમાં પણ તેવોજ પ્રકાર બન્યો !!

---

## પ્રકરણ છઠું.

## મિથ્યા મોહ.

આશાનો આ શો ચમત્કાર? પ્રકૃત્તિ રૂપ પ્રદેશમાં ઉછરેલાં નિશ્ચય, નિયમ અને નીતિરૂપ પાકનું વિકૃત્તિ રૂપ પ્રલયથી એકદમ નિકંદન નિકળી ગયું ! આશાનો આ શો ચમત્કાર? સદ્બુદ્ધિરૂપ સમશેર વડે અનાચાર, અનર્થ અને ઉત્પાત રૂપ પિશાચનો એકવાર શિરચ્છેદ કર્યા છતાં તે માથા વિનાના ખવિશોનો, ચિત્ત રૂપ સ્મશાનમાં એકદમ ઉપદ્રવ થયો ! આશાનો આ શો ચમત્કાર? પ્રબોધક પંડિતોનાં વચનામૃતનું પ્રાશન કરી, ધારણ કરેલી ધૈર્ય અને પ્રાપ્ત કરેલી પવિત્રતારૂપ પ્ર

લાગ મળતાં વાર તેને ઘરમાં બોલાવી મનાવવાના હેતુએ ખુબ માર માર્યો ! માર માર્યા પછી મેં જાણ્યું કે તેને વધારે વાગી ગયું છે અને જો ફરીયાદી કરશે તો આપણે પણ લાગ્યા જઇશું—તેથી છુટવાનો ઇલાજ યોજવો ઘટે છે. મેં ફરીયાદી થવાના ભયને લીધે લાલભાઈ ઉપર એવો આરોપ મુક્યો કે તે મારી સ્ત્રીની લાલચે—બદદાનતથી મારા ઘરમાં આવ્યો હતો. બાકી ખરી રીતે જોતાં લાલભાઇ કાંઇ દુરાચારી નથી. અમે લગભગ પંદરવર્ષ થયાં સાથે રહીએ છીએ. તેની ચાલ ચલગત કાંઇ ખોટી નથી." એટલું બોલી આનંદરાયે વિશેષ માં જણાવ્યું,—"કેમ ઠીક તાલમેલ લગાવી છે ને ?" "વળી મોરના ઈંડાને ચિત્રામણની જરૂર હોય કે ?" હરીરામે ખડખડ હસીને પ્રત્યુત્તર વાળ્યો. વળી આનંદરાયે બોલવું આગળચલાવ્યું,—" માટે ભાઈ કાયરતા ગ્રહણ કરવી ઘટતી નથી. "મનુષ્ય પ્રયત્ન ઇશ્વર કૃપા" એ વેદ વાકયને વિસરી જવું જોઇતું નથી. સાહેબે આપેલા અવધિમાં તો ઘણુંએ થઇ શકશે, ને લોકોની આંખમાં મીઠું આંજીને નિષ્કલંક પણ નિવડી શકાશે; કારણ કે મૃત્યુ લોકમાં ઇનસાફની અદાલતોનો પ્રકાર કેવો હોય છે, તે કાંઈ આપણા અનુભવ બહારની વાર્તા નથી." મારા એ ધુર્ત મિત્રને જવાબ આપવો મને રૂચ્યો નહીં. મેં ટુંકામાં કચવાતે દિલડે એટલુંજ કહ્યું કે,—"તમારી મરજીમાં આવે તેમ કરો !" ત્યાર બાદ થોડી વારે મારા સઘળા સ્નેહીઓ પોતપોતાને ઘેર ગયા.

બીજે દહાડે પ્રભાતમાં હાઇકોર્ટ પ્લીડર મી. સેતાલવાડે

"લોકમત" પત્રના એડિટર ઉપરની નોટીસ સહી ક રવા માટે મારે ત્યાં મોકલાવી. નોટીસ લાવનાર માણુસ આ નંદરાયની ચીઠી પણ સાથે લેતો આવ્યો હતો. એ ચીઠીમાં અત્યાગ્રહ પુર્વક આનંદરાયે જણાવ્યું હતું કે,-"તમારે તેમાં સહી કરવી." મેં સહી કરી આપી, આવેલા માણુસને લાગલોજ મારે ત્યાંથી વિદાય કર્યો. બપોરના સાડા ત્રણ વાગતે હું જેવો મારે ઘેરથી બહાર જવા નિકળું છું. તેવાજ ગુજરાતી પેહેલાં નંબરની નિશાળના હેડ માસ્તર મારા તરફ આવતા જણાયા. પાસે આવી તુરતજ તેમણે જણાવ્યું,—"બહુજ ખોટું કર્યું! કાચા પાયા ઉપર ચણુતર કરવું જોઇતું નહોતું, પરિણામ બુરું આવશે. "લોકમત" પત્રના એડિટર ઉપર નોટીસ મોકલાવી પણ તે અત્યારેજ મને રસ્તામાં મળ્યો ત્યારે બડબડતો હતો કે,—" હું ભૂપતરાયભાઇનો પત્ર—કે જે તેમણે વરિષ્ટ સત્તાધિશ ઉપર મોકલાવ્યો હતો અને જેમાં લખેલું હતું કે લાલભાઇ વિષે આવી આવી(!) હકીકત સંભળાય છે—તે કોર્ટમાં રજુ કરાવિશ. વળી વરિષ્ટ સત્તાધિશની પણ શાક્ષી લેવરાવીશ." જો તે ખરેખર તેમજ કરશે તો સઘળું પોગળ વેરાઇ જશે. અને ફજેત થઈ નોકરી ખોવી પડશે. અરે ખોયેલી તો છેજ; માટે મુંગા મુંગા રાજીનામું આપી દેવામાંજ સાર છે. આવી રીતે હાથે કરી ફજેત ફાળકે ચઢવામાં, યાદ રાખવું કે નફા કરતાં નુકશાન વધારે છે! હજી પણ કાંઈ વખત વહી ગયો નથી, માટે ચેતીને ચાલશો તો ઠીક; પછી તો તમારી મરજી!" ભાઇ શું કરું મને

તો સઘળા મૂર્ખ બનાવે છે. મિત્રો દુરાગ્રહી છે ત્યાં કશો ઇ-લાજ નથી. હું કરમચંદની કર્મગતિ! ઘણું જાણું છું કે વાંક સઘળો મારોજ છે અને સત્ય રૂપ સુર્ય છાબડે ઢાંકયો રહેવા નો નથી; પણ હાયરે આશા—આનંદરાયને માલુમ નથી કે તે કુવામાં ઉતારી દોરડું કાપી નાંખશે!!" માસ્તરે કહેલી હકીકત થી મારાપર બહુ માઠી અસર થઇ અને ઉપર પ્રમાણે જવાબ વાળી હું પાછો મારા ઘરમાં પ્રવેશ કરી ઉપરના માળપર જઈ એકાંતવાસમાં વિચાર કરતા બેઠો. માસ્તર તો ઘરની ખિડકીમાંથીજ રવાના થઈ ગયા હતા. માળપર બેઠાને પાએક કલાક વિત્યો નહીં હોય, તેવામાં માળપરની અગાસી–કે જે મારા તથા જોડના ઘર સાથે જોડાયલી હતી—તે અગાસીમાં પોતાના ઘરના માળની બારીમાંથી આવી મારી પુર્વની -હૃદયહારિણીએ ઓચિંતા દરશન દીધાં ! અત્યારે તેના પ્રત્યેનો મારો પુર્વનો મોહ કેવળ ઊતરી ગયો હતો- અત્યારે તો તે મને કેવળ અપ્રિય—અળખામણી લાગી ! પુર્વે તેના જે સ્વરૂપ ઉપર હું મોહિત થઇ ગયો હતો, તેજ સ્વરૂપ અત્યારે તો મને સાક્ષાત યક્ષણી સમાન ભાસ્યું ! જાણે પુર્વે હું ખોટા ભ્રમમાં પડયો હતો, અથવા તો પુર્વની તે રામાજ ન હોય, એમ મને અત્યારે લાગ્યું ! કેવો વિલક્ષણ સ્થિત્યંતર ? કામ આંધળો છે અને તેથી મોહ રૂપ અંધત્વને લીધે મેં વાસ્તવિક સ્વરૂપને નહીં નિહાળતાં તે વખતે કેવળ કલ્પનાથી અતિશયોક્તિ કરી વર્ણવ્યું હશે, એવું અત્યારે મને ભાન આવ્યું ! મારી અધમાવસ્થાનું મુળ–મુખ્ય કારણ "મિથ્યા મોહ પાશજ છે–" એવી

મારી અત્યારે ખાત્રી થઇ ચુકી અને તેથી લાગલોજ " મિથ્યા મોહ" એ મથાળાપર મેં વિષય લખવા માંડયો. વિષય પુરો લખી રહ્યા બાદ મેં ત્રણ ચારવાર પુનઃ પુનઃ વાંચ્યો અને કરેલા નફ્ટ પરાક્રમના અતિ પરિતાપે કરી અશ્રુપાત કરવામાં પણ મણા રાખી નહીં. એ વિષય લઇને હું સાંજના સાત વાગતે "ગુર્જ્જર સાક્ષર પોષણ ખાતા" માં ગયો અને ત્યાં તેના આસિસ્ટંટ સેક્રેટરીને "બુદ્ધિપ્રકાશ" માં પ્રકટ કરવા માટે મેં આપ્યો. એ વિષય મને પોતાને ઉદ્દેશીને મેં લખ્યો હતો; પણ તેમાં મારૂં ખુલ્લું નામ કે તે તળે મારા નામની સહી આપ્યાં નહોતાં. માત્ર "લી૦ એક અનુભવી" એટલુંજ લખ્યું હતું. વિષય લખવાનું કારણ એટલુંજ કે હૃદયનો ઉભરો નિકળવાથી મનનું સમાધાન થાય અને તે સાથે મારા સરખા અનાચારી પુરૂષોને બોધ પણ મળે. એ વિષયમાં આ આત્મ કથન રૂપ વાર્તામાં અત્યાર સુધી આવી ગયેલું વૃતાંત ટુંકામાં જણાવી વિશેષમાં—મેં આવેશ અને લાગણીથી લખ્યું હતું કે "પૂર્વે એ સુંદરીના ભૂજંગ સરખા કાળા, મેઘવર્ણના, વક્રલટાના, પુષ્પાદિકે કરી ગુંથેલા, વાળ નિહાળી હું તેનાપર મોહિત થઇ ગયો હતો, પરંતુ તેજ વાળ અત્યારે તો મને કર્તવ્ય ગીરીપરના વનમાં લાગેલી દાવાગ્નિના ધુમાડા સરખા, ચારિત્ર રૂપ ચંદ્રની જ્યોતિનો નાશ કરનાર મેઘ સરખા, અંતઃકરણમાં ચમત્કાર ઊત્પન્ન કરનારા—મુર્તિમાન ચક્ષુરિંદ્રિયગમ્ય કલેશ સરખા, નિર્મળ જ્ઞાન રૂપ ચંદ્રનું ગ્રાસન કરનાર રાહુ સરખા લાગે છે. પુર્વે તે વિલાસીનીની ભ્રકુટી શૃંગારના પાત્ર સરખી શ્રેષ્ટ ભાસ

તી હતી, પણ અત્યારે તો તે મનેમોહરૂપ વિષવૃક્ષનો પ્રાદુર્ભાવ ઉત્પન્ન કરનારી ભાસેછે. પૂર્વે તે સ્ત્રીના નેત્રો અન્યમદનો નાશ કરનારા અતિ મોહક—કુવલયની માલા સરખાં દિસતાં હતાં, પણ અત્યારે તો તે દ્રષ્ટિપાત (કટાક્ષ) અને ઋષ્ટિપાત (તલવારના ઘા) સરખાં થઈ પડયાં છે. પુર્વે તે નારીના મનોહર આનનનું વખતે સ્મરણ કરી ખાલી સંતાપ કરી લેતો હતો, અને વખતે તેનું સુંદર મુખ જોઇને આનંદી બનતો હતો; પણ મને અત્યારે માલુમ પડયું કે તે આનન (મુખ) નહીં, પણ વન હોવાથી તેમાંના કામ રૂપ સર્પે મને દંશ કર્યો હતો અને તેથી કાર્યાકાર્યના વિવેકથી પુર્વે શુન્ય બની રહયો હતો, અથવા તો તે ચિત ભ્રમ રૂપ નાટકનું આમુખ—આધારંભ હશે, તેથી હું મિથ્યા મોહમાં લુબ્ધ બન્યો હતો. પુર્વે તે રમણીની સુંદર દંતપંકતીઓ વાળું શશિ સમાન મુખડું નિહાળી હું તેમાં લુબ્ધ થઇ રહયો હતો; પણ અત્યારે ઉંડા ઉતરી જોતાં મારી ખાત્રી થઇ કે તે સ્ત્રીના એ મુખ રૂપ રાનમાં પ્રવેશ કરવાથી તો મારૂં ધર્મ રૂપ ધન રાગાદિક ચોર લુંટી ગયા છે. પુર્વે તે રંભાના અધરને અમૃતથી ભરેલાં સમજી હું તે ચુસવાને અત્યાતુર બની રહેતો હતો; પણ તે અત્યારે તો મને અ-હિન("અ" વિનાના) ધર—એટલે પર્વત સમાન લાગે છે અને તે વાસ્તવિક હોવાથીજ પુર્વે ભવસાગરમાં પર્યટન કરતી મારી નિર્મળ વાસના રૂપ નૌકા, એ ધર (પર્વત) રૂપ ખરાબા સાથે અથડાઇને ભાગી પડી હતી. પુર્વે એ કૃશાંગિના બન્ને કર્ણકાપની મને અવર્ણનિય શોભા લાગતી હતી; પણ તે અત્યારે તો

શાંતિ—સમાધાનીનો નાશ કરનારા ક્લેશના નમુના સરખા ભાસે છે. પુર્વે તે કોકિલાનો મધુર કંઠ મને બહુ પ્રમોદ પમાડતો હતો; પરંતુ અત્યારે તો તે મને સુખની પ્રાપ્તિએ નીતિરૂપ નગરીમાં જઈ વસતાં અપશુકન રૂપ ચીબડી કે હોલાના ધ્વનિ સરખો લાગે છે. પુર્વે એ યુવતિના સ્તન રૂપ કુંભ નિહાળી તેના સ્પર્શ વડે અમૃતમાં મગ્ન બનીને ઉત્કૃષ્ટ પ્રીતિનો સુખાનુભવ મેળવવાની મને ઇચ્છા થઇ હતી, પુર્વે એ મોહિનીના પુષ્ટ અને ઉન્નત્ત સ્તનતટ ચમત્કારિક રીતે મને હિતકારક લાગતા હતા, પુર્વે એ મનોહરીના સ્તન મને હસ્તિના ગંડસ્થલ જેવા ભાસવાથી તેમાં હસ્ત સ્થાપન કરવાની મારામાં અધિરાઈ ઉપજી હતી; પરંતુ અત્યારે તો તે સ્તનો ધર્મ રૂપ રાજાનો પરાજય કરવા માટે તેના અધર્મરૂપ પ્રતિપક્ષીના એ પાપ પાખંડ રૂપ—બે વેશધારી યોદ્ધાઓ હોય, અથવા તો એ કાંઇ સ્તનતટ નહીં, પણ મોહરૂપ અંધકારનો ક્ષય કરનારા વિવેકરૂપ સુર્યના અસ્તતટ હોય એમ જણાય છે. પૂર્વે તે પ્રમદા હસ્તવડે આલિંગન આપે તો અતિ સુખ શાંતિ મળે—એવી ઇચ્છાથી હું પિડાતો હતો; પરંતુ અત્યારે મને એમ થાય છે કે બાહ્યપ્રાણનો નાશ કરનારા ક્રોધાયમાન સર્પોને ગળે વિંટાળેલા સારા, પણ અંતર પ્રાણનો નાશ કરનારા તેના હસ્તો બહુ ભુંડા! પૂર્વે એ સુંદરીનું પોયણી સરખું રૂપાળું ઉદર (પેટ) નહાળી હું મોહ પામ્યો હતો; પરંતુ અત્યારે તો અનુભવ મળ્યો કે તે કામજ્વરની પિડા પમાડનાર—જન્માન્તરથી કિંવા નર્કથી થનારા ભયનું

ભોંયરૂં છે. અત્યારે તો નિશ્ચય પૂર્વક કહેવાને સમર્થ થયો છું કે એ મુગ્ધાની નાભિ કામવિકારનું ઉત્પત્તિ સ્થાન નહીં, પણ ભય—વિપતિનું ગુપ્ત સ્થળ છે. એ સ્ત્રીની જઘન પૂર્વે મને ભલે પ્રિય લાગતી, પણ હવે તો તે નિર્મળ ચિતના અભિપ્રાય નો નાશ કરનારી સમશેર જણાય છે. એ સ્ત્રીના ચરણભૂષણ કાંઈ ચિતસ્થિરતાનું સ્થાન નથી, પણ રાગાદિ શતરૂઓની ક્રીડાનગરી છે એમ હું હવે માનું છું. હું પૂર્વે અતિ કામી હતો—પાપી હતો, તેથી કામદૃષ્ટિએ તે રામાના સર્વાવયવો ઉપર મુજબ સુંદર લાગતાં હતાં પણ તે ખચિત મિથ્યા ભ્રમ-મિથ્યા મોહ હતો, એવી મારી પકી ખાત્રી થવાથી થઇ ગયેલા નિંદ્ય કર્મ માટે મને અતિ ખેદ પ્રાપ્ત થાય છે. હું અતિ પરિતાપ પામું છું." આવી રીતનો વિષય મેં "ગુર્જ્જર સાક્ષર પોષણ ખાતા"ના આસિ. સેક્રેટરીને "બુદ્ધિ પ્રકાશ"માં દાખલ કરવા માટે આપ્યો, પણ તે "હાલ તુરત દાખલ કરવાથી લોકોમાં તમારી ફજેતી થશે-અથવા તો આ લેખ તમારે માટેજ આવ્યો છે, એવું ધારી દુશ્મનો ગર્વાનંદ પામશે." એટલું કહી તેમણે તે દાખલ કરવાની ના પાડી. હું તે વિષય લઇને મારે ઘેર પાછો આવ્યો.

જમી ખાઈ પરવાર્યો એટલામાં આનંદરાય વગેરે સ્નેહીઓ મારે ત્યાં આવી મળ્યા. પરસ્પર ગપાટા સપાટા ચાલી રહ્યા. હરીરામે કહ્યું,—"ભાઇ આનંદરાય, તમે લક્ષ્મીના વરને શાક્ષી આપવાની જે યુકિત શિખવી રાખી છે, તે તો દ્વિઅર્થી અને વિ

લક્ષણુ જણાય છે." "કેમ વારૂ ?" આનંદરાયે પ્રશ્ન કર્યો કે તુરત હરિરામે પ્રત્યુત્તર વાળ્યો,–" લાલભાઇના ઘરમાં લક્ષ્મી (ધન) ડટાયલી છે અને તે લાલભાઇ એકલાએ તફડાવી લીધી ! આથી તેને (લક્ષમીના પતિને) ક્રોધ ઉપજવાથી તેણે માર માર્યો !" આમાં ખોટું શું છે ? લક્ષ્મિને લીધે તો આટલો—આવો દુર્ઘટ પ્રસંગ બન્યો છે ! એવી રીતે શાક્ષી પુરવામાં સાચું ને સાચું બોલવા જેવો, અને વળી લાલભાઇને બચાવવા જેવો પ્રકાર થશે. તમારા જેવા યુકિત પ્રયુકિતના શોધકોને ખચિત ધન્યવાદ ઘટે છે !" હરિરામનું બોલવું પુરૂં થયું કે તુરત સઘળાંઓ પેટ પકડીને ખડખડાટ હસી પડયા; ત્યાં વળી હિરાશંકરે બહારથી આવી મ્હોંકાણના સમાચાર આપી રંગમાં ભંગ પાડયો ! તેણે હાંફળાફાંફળા આવીને એકદમ જણાવી દીધું કે,—"અરે ભાઈ તમે કહેતા હતા કે + + + + + + પોતાનાં આગલાં લખાણોને સત્ય ઠરાવવા માટે પુનઃ અરજી કરનાર નથી, પણ તેણે તો ગયા પરમ દહાડે અરજી મોકલાવી પણ દીધી !" આથી સઘળાઓ ચિંતાતુર–ઉદવેગાધિન બની રહયા અને તે સંબંધે કંઇ સંકેત કરી મો'ડી રાતના પોતપોતાને ઘેર ગયા.

---

# પ્રકરણ સાતમું.

## ઉપસંહાર-હું કોણ? મેં શું કર્યું?

આજે કૃષ્ણપક્ષની કાળઅષ્ટમી હતી,-કાળ મારા દૈવતનો, ડહાપણનો, હિતનો, પોષણનો, કોળિયો કરી ગયો! આજે ચંદ્રવાર છતાં પડતી કળાના પ્રભાવે ચંદ્ર નો નિસ્તેજ—ઉદાસીન હોય, પણ કાળે રાત્ર દિવસનું ભાન ભૂલાવ્યાથી મને ધોળે દહાડે—સૂર્યના પ્રચંડ તેજ પુંજ વચ્ચે ખરતા તારા જણાયા! બપોરના બે વાગતે મારો ઘડો લાડવો થઇ ગયો! શોકાર્ત -હૃદય રૂપ સ્મશાનમાં હું બળીને ખાખ થઈ ગયો! હું હુકમ પહોચ્યા પછી નિમેલા સમયે હજુરમાં ધ્રુજતો ધ્રુજતો હાજર થયો કે તુરત વરીષ્ટ સત્તાધિશ સાહેબ બહાદુરે મારા તરફ ડોળા ધુરકાવી બોલવા માંડયું,-" તમે તમારો બચાવ કરી શકો, એવી હવે બિલકુલ વકી નથી. તમે વાસ્તવિક ગુન્હેગાર છો એવી મારી ખાત્રી થયેલી હોવાથી એક ઘડી પણ તમોને એ પવિત્ર નોકરી પર રહેવા દેવા યોગ્ય નથી. થોડા દહાડાપર તમોને ફરમાવવામાં આવેલું હતું કે,—" તમે જ્યાં સુધી ઇન્સાફની અદાલતથી નિષ્કલંક થઈ આવો, ત્યાં સુધી તમોને હું નોકરીથી દૂર કરૂંછું." પરંતુ હવે જ્યારે નિષ્કલંક બનવા જોગ સઘળા ફાંફા જો તમે હારી ચુકયા છો, ત્યારે નિર્વિલંબે કાયમને માટે નોકરી ઉપરથી તમોને દૂર કરવા એ મારી અગત્યની ફરજ છે. હવે

થી હરકોઇ ધંધામાં જોડાઇ તમારે તમારૂં ચરિતાર્થ ચલાવવું પડશે; પણ યાદ રાખવું કે સદાચારથી વરત્યા શિવાય તેમ કરવામાં તમે ફતેહ પામી શકશો નહીં. દુરાચારથી તમે આબરૂદાર ઉત્તમ ધંધાને પરહર્યા છો; દુરાચારથી માન પ્રતિષ્ટા-મોભો મર્તબો ખોઇ બેઠા છો; દુરાચારથી શ્રેષ્ટ મનુષ્યાવતારને, ન સહન થઇ શકે એવું અપમાન પહોંચાડી અધમાવસ્થાએ જઇ પહોંચ્યા છો; વિચારીને વરત્યા વિના-સદાચારથી ચાલ્યા શિવાય હવે તમારો કોણ ભાવ પુછનાર છે? "શિક્ષણ" સરખા લોકોપકારી ખાતામાં "શિક્ષક" સરખા સદાચારી-નીતિના ઉપદેશકે કેવી રીતે વર્તવું જોઇએ? તે જાણવાની હવે જો કે તમોને જરૂર રહી નથી; પરંતુ અન્ય સર્વ શિક્ષકોને જે કાંઇ જણાવવાની તમોએ જરૂરિયાત ઉભી કરી છે, તે આ "શાળાપત્ર" માંથી વાંચી લ્યો અને અહીંથી લાગલાજ વિદાય થાઓ!"

પ્રિય વાંચનાર, આ શું થયું? સાહેબે નિષ્કલંક બનવા માટે હું નિષ્કલંક બનું ત્યાં સુધી નોકરીપરથી દુર કર્યાનો હુકમ ફરમાવ્યા છતાં મને માત્ર થોડાજ દિવસમાં કાયમને માટે નોકરી પરથી શા માટે દુર કરી નાંખ્યો? મારો મિત્ર આનંદરાય-કે જે મારા હિત માટે ગમે તેવો પ્રપંચ લડાવવામાં પછાત પડે તેવો નહોતો-તે આ વેળાએ કેમ નિરાશ થઇ બેઠો? મને કહેવા દ્યો કે લક્ષ્મિનના વરને મારી તરફેણમાં શાક્ષી આપવા માટે સારી રીતે દ્રવ્યથી નિવાજી સમજાવવામાં આવ્યો હતો. "લોકમત" પત્રના એડિટર ઉપર ડેફેમેશનની ફરીયાદી માંડવાના સંબંધમાં નોટીસ સુદ્ધાં અપાઈ હતી અને ફરિયાદી માટેની

સઘળી તૈયારીઓ—શાક્ષી પુરાવા આદિની કરી રાખવામાં આવી હતી; પરંતુ જે દિવસે ફરીયાદ રજુ કરવા માટે સીટી મેજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં મારે પ્રતિજ્ઞા લેવાની હતી તેજ દહાડે સવારમાં આશરે આઠવાગતે લક્ષ્મીના પતિએ—મારા ઘરમાં હું, આનંદરાય, હિરાશંકર અને હરિરામ વગેરે બેઠા હતા, ત્યાં આવી કહ્યું—"હું તમારા શિખવ્યા પ્રમાણે શાક્ષી આપ વાને તૈયાર છું, પરંતુ જો મારી બાઇડીને કોર્ટમાં બો- લાવવામાં આવશે તો હું સઘળું સાચે સાચું કહી દઇશ!" આનંદરાય એકદમ બોલી ઉઠયા,—"અમારા તરફથી તો તમારી સ્ત્રીને બોલાવવામાં આવનાર નથી, પણ સામાવાળો બોલાવે તો ઇલાજ શો?" "સામાવાળો બોલાવે—તો પણ અ મારા ઘરની આબરૂ જાય; અને તેથી તો તમારી આબરૂ સં ભાળવા જતાં અમારી આબરૂનું નિકંદન નિકળી જાય—તે વો ઘાટ બને! નારે બાઇ, એમ થતું હશે તો આપણાથી ક શી ધાડ મરાવાની નથી. એથી તો ઉલટું તમારા હકમાં નુક સાન થયા વિના રહેશે નહીં!" એટલું બોલીને લક્ષ્મિનો ધ ણી મારે ત્યાંથી વિદાય થયો અને અમે સઘળા અફસોસમાં પડયા. આનંદરાય અને અમે સર્વ છેક નિરાશ—નિરૂપાય બની રહ્યા અને "હવે ભલે ગમે તે થાય!" એ નિશ્ચયપર આવ્યા. ગઈ તા. ૨૪ મી જુનને દહાડે વરિષ્ટ સત્તાધિશ સાહેબની હજુરમાં હાજર થઇ મેં જણાવ્યું કે,—"મારી કને "લોકમત" પત્રના એડિટર ઉપર ફરીયાદ માંડવા જોગ કશો ઇલાજ નથી. સાહેબ બહાદૂરે રહેમ રાખી મરજી મુજબ મારી વ્યવસ્થા ક

રવી." તે દિવસે સાહેબે એટલુંજ કહ્યું કે,–"ઠીક છે, તે વિષે વિચાર કરી તમોને જણાવવામાં આવશે." તા. ૨૭ મીએ, તા. ૨૯ મીએ બપોરના બે વાગતે રૂબરૂમાં હાજર થવા સાહેબ બહાદુરનો હુકમ મળ્યો અને આજે–ફરમાન મુજબ હાજર થતાં સાહેબે શું કહ્યું? તે જો પુનઃ જણાવવાની જરૂર હોય તો કહેવા દ્યો કે,—સાહેબે મને નોકરી ઉપરથી કાયમને માટે દુર કર્યો! પાપ કોઇથી પણ ઝીરવી શકાતું નથી—પાપનો ઘડો જયારે ત્યારે પણ ફુટયા વિના રહેતો નથી!!

પણ સાહેબે આપેલા પેલા "શાળાપત્ર" માં શું હતું? તેમાં "શિક્ષકે શી રીતે વર્તવું?" એ મથાળા તળે લખાયલો એક વિષય હતો. તે જેમનો તેમ—સદાવડો અત્રે ઉતારી લેવાની અગત્ય નથી; પરંતુ મુખ્ય કરી મને ઉદ્દેષીને તે વિષયનો જે ભાગ લખાયલો હતો તે તો અત્રે અવસ્ય આપવોજ જોઇએ. એ ભાગ આ પ્રમાણે હતોઃ–"તરૂણ વિદ્યાર્થીઓ શિક્ષકનું અનુકરણ કરે છે–વિદ્યાર્થીઓની સારી નઠારી ચાલચલગતનો વિશેષાધાર શિક્ષકની વર્તણુંકપર છે. નુતન પ્રજાની સુધારણાનો વિશેષાધાર શિક્ષકની નીતિ–સુરીતિ પર છે,—શિક્ષકજ દુરાચારી હોય તો તે સદાચારનો ઉપદેશ વિદ્યાર્થીઓને શો રીતે આપી શકે? શિક્ષકના કહેવાની (મ્હોંના બોધની) જેટલી અસર થતી નથી, તે કરતાં શિક્ષકના "વર્તન"ની (ચાલ ચલગતની) વીદ્યાર્થીઓ પર જલદીથી મજબુત અસર થાય છે; કારણ કે અન્યનું-અનુકરણ કરી ઉન્નત્ત બનવું એ બાલ્યાવસ્થાથીજ માનવ–સ્વભાવનું કુદરતી વલણ છે, અજ્ઞ–અબુજ, નિસ્તેજ (ઓછી અકલના) બાળક

રૂપ સુવર્ણને ઉપદેશ રૂપ તાપથી તપાવી (સંસ્કાર પમાડી)ની તિ રૂપ ઓપ ચઢાવવો, એ સોની રૂપ શિક્ષકનું કામ છે, પરંતુ એજ શિક્ષક જ્યારે ચોર—દુરાચારી હોય ત્યારે તેના હાથમાં આવેલું સુવર્ણ પીતલ કે કથીર નીવડે તેમાં નવાઇ શી? શિક્ષક એ સકળ સૃષ્ટિની શોભાનું મુળ છે—કારણ તેના શિક્ષણ વડે સૃષ્ટિનાં મનુષ્ય પ્રાણીઓ પોતાની સુંદરતાને શ્રેષ્ટતા સિદ્ધ કરી આપી સૃષ્ટિ—મહાત્મ્યને અસાધારણ પુષ્ટિ આપે છે; પરંતુ એજ શિક્ષક જયારે રાનટી પશુ કરતાં પણ વધારે જંગલી,—વિચાર શુન્ય અને વિવેકહિન બની જાય, ત્યારે તે તરૂણ વિદ્યાર્થીઓને વાસ્તવિક મનુષ્યત્વ શી રીતે શીખવી શકે? શિક્ષક સદાચાર રૂપ દેશોદયનાં સાધનોનો ઉત્પાદક છે; પરંતુ તેજ શિક્ષક જયારે અનાચાર રૂપ દેશની પડતી અને પાયમાલીનાં કારણોનો કર્તા થઇ પડે ત્યારે તે તરૂણ વિદ્યાર્થીઓને દેશાભિમાન રૂપ અપુર્વ સામર્થ્ય કયાંથી આપી શકે? શિક્ષક રૂપ પર્વતની અંતઃકરણ રૂપ ખીણમાંથી, નીતિ રૂપ નિર્મળ ઝરણો વડે નિકળેલી સુબોધ રૂપ સરિતા વિદ્યાર્થીઓની માનસિક મલિનતાને ધોઇ નાંખે છે અને તેથી શિક્ષક પુજ્ય, પુનિત, પવિત્ર ગણાય છે—શિક્ષકનું મહાત્મ્ય કાંઇ જેવું તેવું નથી; પણ જ્યારે તેજ શિક્ષક રૂપ પર્વત ઉપર અનાચાર રૂપ ગોખરૂએ મજબુત મુળિયાં ઘાલ્યાં હોય, જ્યારે તેની અંતઃકરણ રૂપ ખીણ અનીતિ રૂપ કીચડથી ભરાઇ ગઇ હોય, ત્યારે વિદ્યાર્થીઓની માનસિક મલિનતા ધોવા માટે સુબોધ રૂપ સરિતા લાવવાનું સામર્થ્ય તેનામાં કયાંથી હો-

ય ? એવા શિક્ષક રૂપ પર્વતના શિક્ષણ રૂપ માર્ગે વિદ્યાર્થીઓ વિચારવા માંડે તો તેઓને અનાચાર રૂપ કાંટાળાં ગોખરૂ વ- ગવાથી મહા વેદના ખમવી પડે અને અનીતિ રૂપ કીચ- ડમાં ખરડાઇ નાહક દુઃખી થવું પડે તેમાં કશો પણ સંશય નથી. શિક્ષકને સરકારથી કે પ્રજા તરફથી મેહેનતનો બદલો મળતાં છતાં તેનું કાર્ય લોક કલ્યાણનું હોવાથી—તે એક "દેશહિતેચ્છુ," "સ્વદેશ પ્રેમી," "પરગજુ" નરરત્નની ગરજ સારે છે; કારણકે નુતન પ્રજાને સુરસ્તે ચઢાવી—તેનામાં નીતિ પ્રાબલ્ય પ્રેરી તે દેશો ન્નત્તિ કરી શકે છે, પરંતુ પોતે અનીતિ—અનાચારને રસ્તે દોરવાઇ નુતન પ્રજાને મળવા જોઇતા નીતિયુકત બળને નિર્મૂળ કરવા માંડે, તો તે શિક્ષક સરખો "પાપી," "નરાધમ," "દેશદ્રોહી," "વિશ્વાસઘાતી" બીજો કોણ કહેવાય ? શિક્ષકનું મહાત્મ્ય બહુ મોટું છે—શિક્ષકના મહત્વની કિમત થઇ શકે તે મ નથી, પણ એવું સમજનારા શિક્ષકો બહુ થોડા હોય છે. સુ જ્ઞ—સમજુ શિક્ષકો ઘણા નહીં હોવાથી આપણો દેશ અધમા વસ્થા ભોગવે છે અને આપણા દેશના લોકોની જાહેર નીતિ ને ધોકો પહોંચવા જોગ કારણોમાં દિન પ્રતિદીન વૃદ્ધિ થતી રહે છે. નીતિજ્ઞ શિક્ષકોની તંગીને લીધેજ આપણો દેશ સ્વા તંત્ર્યના લાભોથી વેગળો વસે છે અને આપણા દેશ બાંધ વો પરાધિનતાની પીડામાં ઝુરી મરે છે ! નીતિજ્ઞ શિક્ષકોના ટોટાથીજ રાજ્ય તરફથી ગુજરતા અન્યાય અનર્થોનો અસા ધારણ બોજો આપણા દેશને ખમવો પડે છે અને આપણા દેશ બાંધવો કર વેરાની શકિત ઉપરાંતની—ન સહન થઇ શકે તેવી વેદ

ના વેઠે છે! નીતિજ્ઞ શિક્ષકોની ખોટથીજ આપણા દેશની ધાર્મીક સ્થિતિ હાસ્યજનક થઈ પડી છે અને આપણા લોકો ઢોંગી પાખંડીથી છેતરાઈ ધર્મને બહાને અધર્મમાં વધારે ને વધારે પ્રવૃતતા જાય છે! નીતિજ્ઞ શિક્ષકોના ટોટાથીજ વ્યવહાર વિષયમાં આપણો દેશ બહુજ પછાત પડતો જાય છે અને આપણા લોકો વધારે વેહેમી અને બ્હિકણ બનતા જાય છે! નીતિજ્ઞ શિક્ષકોની ખોટથીજ આપણા દેશની સાંસારિક હાલત શોકજનક થઈ પડી છે અને આપણા સ્વદેશ બાંધવો લગ્નના પવિત્ર બંધનને, દાંપત્યના મહાત્મ્યને, પ્રેમના વાસ્તવિક સ્વરૂપને, યથાર્થ નહીં સમજવાથી, પુરૂષ પત્નિના, પિતા પુત્રના, સાસુ વહુના અને સગાં સહોદરના ધર્મને બરોબર નહી જાણવાથી, પોતાના ગૃહરૂપ રાજ્યમાં અંધેર, અવ્યવસ્થા, દુઃખ, શોક, વિખવાદ, ક્લેશ, કંકાસ આદિનો એવો તો અપરિમિત ઉપદ્રવ થયેલો છે કે તેઓને સુખ, શાંત્તિ ને સમાધાની સ્વપ્નમાં પણ મળી શકતી નથી! નીતિજ્ઞ શિક્ષકોના ટોટાથી કામ, ક્રોધ, મોહ, મદ, લોભ અને મત્સર— એ છ પ્રચંડ શત્રુઓ દેશ બાંધવોની માનસિક અને શારીરિક ઉન્નતિનું સત્યાનાશ વાળી નાંખે છે! અને તેથી એમ કહેવામાં જરાપણ ખોટું નથી કે જ્યાં સુધી નીતિજ્ઞ શિક્ષકોની મનમાનતી વૃદ્ધિ થાય નહી, ત્યાં સુધી આપણા દેશની અને આપણા દેશ બાંધવોની ચઢતી થઈ શકનાર નથી!!"

"શાળાપત્ર" મનમાં ને મનમાં વાંચીને લાગલોજ મેં ત્યાંથી રસ્તો માપ્યો! રસ્તામાં મને મારી સ્થિતિ વિષે વિચાર

ઉપજ્યો. હું કોણ? ખેડાનો ખેડાવાળ બ્રાહ્મણ; વિદ્યાના અભાવે, અજ્ઞાનરૂપ -હૃદયાંધકારના પ્રભાવે, પોતાના વાસ્તવિક કર્તવ્યને આ કળીકાળમાં બ્રાહ્મણો કેવળ વિસરીગયા છે; અને વિસરી ગયા નથી, તો તે કર્તવ્ય બજાવવાનું તેમનામાં સામર્થ્ય રહ્યું નથી. આમ છતાં હું—બ્રાહ્મણ, કાંઇક સુશિક્ષિત હોવાથી થોડે હિસ્સે કર્તવ્ય બજાવવાના સાધન રૂપ વૃક્ષની ડાળે વળગ્યો હતો; પણ અફસોસ, મેં તે બેસવાની ડાળને હાથે કરીને તોડી પાડી! હું હવે ધર્મભ્રષ્ટ બન્યો !! "શિક્ષક" સરખું માનવંતું ઉપનામ હું મેળવવા પામ્યો હતો પણ તેનો યશદાયક ઉપયોગ કરતાં પેહેલાં તો મેં એ ઉપનામની મહતા ઘટવા જોગ વર્તન ચાલાવ્યું! "શિક્ષકોત્પાદકાય"નો હું બીજો મદદગાર મેહેતાજી,—મારી મૂર્ખાઇને મેહેતાજીના મહત્વનો મેં અધમે હાથે કરીને ભોગ આપ્યો! હું શિક્ષકનો શિક્ષક, હાથે કરીને અન્યનું શિક્ષણ લેવા જોગ અક્કલશુન્ય બની રહયો! નીચ વૃતિ રૂપ વ્યભિચારે મને વટલાવ્યો હતો; કુબુદ્ધિ રૂપ કાતિલ કટારે મારા હિતને હણ્યું હતું; મોહરૂપ વ્યસને મારી શુદ્ધબુદ્ધ વણસાડી હતી; આ તો માત્ર "કાયા, વાચા અને મન" એ ત્રણમાંથી માત્ર એકલા વિફરેલ મનનુંજ નફટ પરાક્રમ હતું! પણ જો એ વેળાએ—એ સ્થળે કાયા અને વાચાનો તેવોજ ઉપયોગ થયો હોત તો હાયહાય, મારી શી હાલત થાત! અરે પૂર્વે અન્ય સ્થળે મેં નથી મણા રાખી !! મનનું-નફટ પરાક્રમ ઉઘાડું થઇ ગયું અને કાયા તથા વાચાનાં નિર્લજ કાર્યો ઢંકાયાં રહ્યાં—બાકી મારા જેવો નરાધમ આ જગતમાં કોઇ

પણ નહીં હશે ! હું કોણ ? હું એક વિવાહિત—ગૃહસ્થ,—મેં હાથેકરીને ગૃહસ્થાશ્રમ ધર્મનો વિનાશ કર્યો! હું કોણ ? હું એક વિદ્યા રૂપ ઐશ્વર્યને પામેલો વિદ્યાવંત પુરૂષ,—મેં હાથેકરીને અભણ, અજ્ઞજનના કરતાં પણ અધમકૃત્ય કરી મારા ઐશ્વર્ય ને અળખામણું—અર્થ રહિતબનાવ્યું !હું કોણ? હું એક સમજુ—પ્રતિષ્ઠિત ગણાતો નાગરિક,—મેં હાથે કરીને મૂર્ખ ગામડિયા ગમારના કરતાં પણ હલકું કૃત્ય કરી હિણપત વ્હોરી લીધી ! હું કોણ ? હું એક સારાસાર—યોગ્યાયોગ્યનો પ્રવિણ પરિક્ષક,—મેં હાથે કરીને અસાર—અયોગ્ય કૃત્ય કરી મારી પરિક્ષક બુદ્ધિને કલકિત બનાવી! અન્ન અને આબરૂ ગુમાવી હું કેવળ કંગાળ—મહા પાતકી બની રહ્યો,—અરે મેં આ શું કર્યું ? નાત જાતમાં, ઓળખીતા પાળખીતામાં, સગાંવહાલાંમાં, મિત્ર સ્નેહીઓમાં હું છેક ઉતરી પડયો,—તેઓને મ્હોં બતાવવા જેવું રહ્યું નહીં,—અરે મેં આ શું કર્યું ? વિવાહિત ધર્મપત્નિનો છળ કરી પરસ્ત્રી પર મેં બદ ધાનત કરી,—એ પાપ કાંઇ જેવું તેવું નથી—તેનાથી હું કેટલુંએ કર્યે મુકત થઇ શકીશ નહીં.—અરે મેં આ શું કર્યું?"

એવી રીતે વિચાર કરતો કરતો-કરેલાં અધમ કર્મનો પરિતાપ કરતો કરતો હું મારે ઘેર જઇ પહોંચ્યો. આનંદરાય વગેરે મારા સ્નેહીઓ મારી માર્ગપ્રતિક્ષા કરતા મારે ઘેરજ બેઠા હતા. મેં કહ્યું,—"કુડાં કર્મનો યથાર્થ બદલો મળ્યો છે. નોકરી કાયમને માટે ગઇ છે !" મારૂં બોલવું સાંભળતાં વાર સઘળાઓ ઉદાસ—શોકાર્ત બની ગયા. મેં આગળ બોલવા માં

ડયું,—"ભાઇઓ, મારે માટે બિલકુલ દિલગીર થશો નહીં, મને શિક્ષા થવીજ જોઇતી હતી અને મને શિક્ષા મળવાથી—મારૂં આ ઉદાહરણ મારા જેવા અન્ય જનોને ધડો લેવા જેગ થઇ પડયા વિના રહેશે નહીં." મારા બોલવા ઉપર કદાચ વિશેષ બોલાચાલી થવાથી હું વધારે શોકાતુર બનીશ અને મારા ઉપર માઠી અસર થશે—એવું ધારી કોઇએ કશું પણ કહ્યું નહીં હોય. ત્યાર બાદ થોડો વખત અન્ય વાતચિત કરવામાં ગુજાર્યા પછી મારા એ સર્વ સ્નેહીઓ પોત પોપોતાને ઘેર ગયા.

પ્રિય વાચકવૃંદ! અહિંયા મારા જાણવા જોગ વૃતાંતનો અંત આવે છે. ચારતાર્થને માટે હું ગમે તે ઉદ્યોગે વળગીશ; પરંતુ મારી ખાત્રી છે કે પૂર્વનો માનદાયક અને સુખદાયક ધંધો ( સરકારી શિક્ષણખાતાની નોકરીનો ) મને ફરી કદી પણ પ્રાપ્ત થઇ શકશે નહીં. તમે જોઇ લીધું હશે—કે પરસ્ત્રીગમનની અભિલાષાએ મારા સુખ વૈભવનો સર્વસ્વ વિનાશ કર્યો છે. તમે સમજી ચુકયા હશો કે વિવાહ રૂપ બંધનની રૂઇએ જેનાપર પોતાનો વાસ્તવિક હક છે, તે ધર્મપત્નિનો છળ કરી પરસ્ત્રી કે જેનાપર કોઇ પણ પ્રકારનો પોતાનો હક નથી—તે સ્ત્રીની અભિલાષા રાખવી એ બહુ નિંધકર્મ છે. તમે જાણી લીધું હશે કે સ્ત્રી પુરૂષનું લગ્ન એકજવાર થવું જોઇએ અને તેમ થવાથીજ અખંડ અચળ સુખ પરસ્પર પ્રાપ્ત કરી શકાય છે, અને તેથી મારે માટે વિવાહિત ધર્મપત્નિ શિવાય પરસ્ત્રીપર મોહ રાખવો એ ખચિત મહાદુઃખકારક પાપ કર્મ હતું. તમે સમજી ચુકયા

હશે કે સ્વપતિ તરફથી જેટલું સુખ મળી શકે છે તેટલા સુખ ની આશા અન્ય સ્ત્રીથી રાખવાની ક્યાં વાત કરવી ? એથી તો ઉલટું ભય, લજ્જા અને ઉદ્વેગના ઘરમાં ગોંધાઇ મરવું પડે છે. તમારા ધ્યાનમાં બરોબર રીતે ઉતર્યું હશે કે, કામાંધ નર વિવેકશુન્ય બનીને નહિં કરવાનાં કાર્યો—પાપાચરણો આદરે છે અને આખરે ખરાબખસ્ત થઇ જાય છે. માટે હે, સ્વદેશ બાંધવો ! દુરાચારથી મારી થયેલી અધમાવસ્થા ઉપર વિચાર કરી એ પાયમાલીને રસ્તે કદી પણ વિચરશો નહીં. પરસ્ત્રીગમનથી તન, મન ને ધનની ખુવારી થાય છે એમ વારંવાર કહેવાની અગત્ય નથી; કારણ કે તે વાર્તા તમે મારા કરતાં વધારે સારી રીતે સમજતા હશો ! પરસ્ત્રીગમન–એ નર્કના માર્ગે કરી સંસારના સુખસાગરમાં નહીં, પણ દુઃખના દરિયામાં ડુબાડી દેનાર કામ રૂપ વહાણનો વિફરેલ સુકાણી છે. પરસ્ત્રીગમન એ અગ્નિ સંપર્ક જેમ વનને દગ્ધ કરે છે, તેમ મોક્ષ પ્રાપ્તિની બુદ્ધિને એટલે ચારિત્રને દગ્ધ કરી નાંખે છે. પરસ્ત્રીગમન એ વાસ્તવિક મિત વિષયભોગ નથી—પણ વિષભોગ હોવાથી જેમ વિષ ખાનારા પુરૂષને સ્મરણાદિ રહેતાં નથી તેમ કામાંધ નર પણ વિચારશુન્ય–વિવેકહિન બની જાય છે. પરસ્ત્રીગમન એ મધુપાન કરનારા ભ્રમરોની કમલપરની બંધનકારક દૃઢાસક્તિ કરતાં પણ વધારે દુઃખદાયક છે. પરસ્ત્રીગમન એ સંસાર પ્રવાસમાં જલ અને વૃક્ષ વિના તૃષાનું નિવારણ કરવાની મિથ્યા મોહક મૃગજલેચ્છા છે. પરસ્ત્રીગમન એ યૌવન રૂપ પ્રબલ વાયુએ કરી વિસ્તારને પામેલા બ્ર

ઝળકળો નેત્રમાં પાડનાર—તોફાની કુછંદ રૂપ યક્ષ છે. પરસ્ત્રીગમન એ કામિની (પરસ્ત્રી) રૂપ યામિની (રાત્રી) વડે ધન હરણ કરવા સારૂ કામ રૂપ ચોરનો અત્યંત પ્રચાર પ્રકટ કરાવે છે અને તેથી તે દ્વારા કામાંધના ચૈતન્યનો નાશ થયા વિના રહેતો નથી. પરસ્ત્રીગમન એ કામીજનને કુબુદ્ધિ રૂપ કારાગ્રહમાં પુરી રાખનાર સાક્ષાત્ યમદૂત છે. પરસ્ત્રીગમન એ વિવેક રૂપ ચક્ષુના ઐશ્વર્યનો નાશ કરનાર—સઘળુંજ પીળું પીળું-ગોળ ખોળને સરખા દેખડાવનાર કામ રૂપ કમળો છે. પરસ્ત્રીગમન એ વિષય રૂપ વિષવૃક્ષ છે, મહામોહનો વિસ્તાર એ તેનાં ડાળીપાંદડાં છે. માટે હે, સ્વદેશી બાંધવો! કદી પણ પરસ્ત્રીગમનની અભિલાષા રાખશો નહીં. પરસ્ત્રીગમનના અભલાષામાંજ મારૂં બહુ બુરૂં થયું છે!!

### " આનંદદિલ અતિ "—એ રાગ.

"દુઃખી બહુ થશે (૨) વિષયલુબ્ધ જે હશે.—ટેક.
નિરખી લ્યો બનાવ આજને (૨) વર્તો વિચારી સર્વ કાજને
ફાળો ફેર, ધિક્ક નમેર, જીવનો જશે.—વિષય લુબ્ધ૦
અબળા નારીને ફસાવી દે (૨) આપ અમાપ શ્રાપને લહે;
કરે શોક, પાડીને પોક, કશું ન વળશે— વિષયલુબ્ધ૦"

